છયાવરને ટેકે કંડી, માંડવે વેવાણુ વંડી,
કેશરીયા જાન લાવ્યા જાન લાવ્યા રે.

## ગીત ૧૨૩ મું.

મોર તારી સોનાની ચાંચ,
મોર તારી રૂપાની ચાંચ;
સોનાની ચાંચરે મોરલો મોતી ચરવા જાય.
મોર જજે ઉગમણે દેશ,
મોર જજે આથમણે દેશ
વળતાં જજે રે વેવાઇને માંડવડે હો રાજ
વેવાઈ મારા સૂતો હોય કે જાગ
વેવાઈ મારા સૂતો હોય કે જાગ
ભાઇ વરરાજે ભાગોળ ઘેરી માણારાજ.
ભાગોળે કાંઇ ચમર ઢોળાવ
ભાગોળે કાંઇ ચમર ઢોળાવ
ચમરનો હોંસી વીરો મારો આવે માણારાજ.
વેવાઇ મારા સૂતો હોય તો જાગ
વેવાઇ મારા સૂતો હોય તો જાગ
ભાઈ વરરાજે મારગડા ઘેર્યા માણારાજ
મારગડે કાંઈ છાંટણાં છંટાવ
મારગડે કાંઈ પાણીડાં છંટાવ
દંડકનો હોંસી વીરો મારો આવે માણારાજ.
વેવાઇ મારા સૂતો હોય તો જાગ

અમદાવાદ વિસનગરા નાગર સ્ત્રીઓમાં

શુભ પ્રસંગે ગાવાનાં

# લગ્નગીત.




સંગ્રહકર્તા: સ્વ. સૌ. બ્હેન સુરમતી.



પ્રકાશક: સૌ. ચંદ્રિકા ચુનીલાલ ભટ્ટ.
અમદાવાદ.

૧૯૮૫. સને ૧૯૨૯.

મૂલ્ય બાર આના.

**પ્રકાશક**

સૌ. અંબીકા ચુનીલાલ ભટ્ટ.
ખાડીયા, ઘોંચીની પોળ,
અમદાવાદ.



આવૃત્તિ પહેલી – પ્રત ૧૦૦૦.



શ્રી જ્ઞાનમન્દિર મુદ્રક
શંકરરાય અમૃતરામ
રાયપુર,

# લગ્નગીત



**સ્વ. અ. સૌ. બ્હેન સુરમતી**

જન્મ
સંવત ૧૯૬૩ના ચૈત્ર વદ આઠમ
તા. ૧૬-૪-૧૯૦૬

અવસાન
સંવત ૧૯૮૪ના માગશર સુદ નોમ
તા. ૩-૧૨-૧૯૨૭

KUMAR PRINTERY AHMEDABAD

# પ્રસ્તાવના.

સંસાર જીવનની રસ પ્રણાલીકાનું સૂક્ષ્મ ને પરમ પવિત્ર તત્ત્વ તે લગ્ન. ઐકાત્મ્ય નિઃસીમ ઔદાર્ય ને પ્રાણાનિમજ્જનના મૂક મંત્રો સહસા શીખવતો જીવનનો એ એકજ ધન્ય અવસર. પુરૂષ પ્રકૃતિના સંયોગથી એ જુનું બ્રહ્માંડ ભરતું મહાકાવ્ય તે લગ્ન. અતિ આનંદ ભર્યો છે એના ભાવ, પ્રભાવ અને લ્હાવ અને એથીય અધિક અર્થ-ભારગૌરવવન્તાં ને આલ્હાદક છે એનાં ગીતો–લગ્ન ગીતો.

લગ્ન સમાન પૂણ્ય પ્રસંગનાં ભાવભર્યા ગીતો કોકીલકંઠી સુંદરી સંઘને ગાતાં–ઝીલતાં સૂણી સહુનેય પ્રસંગપવિત્રતાનાં સ્મરણો સહજ સોંપડે છે, વિચાર મુગ્ધ કરે છે. લગ્ન ગીતોનું એજ ચૈતન્ય ને વિશિષ્ટતા. પ્રત્યેક જ્ઞાતિની સંસ્કારિતાનું માપ કાઢવું હોય તો તેની પ્રચલિત લગ્ન પ્રથા અને લગ્ન ગીતોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરો. ને એજ રીતી છે વ્યક્તિગત સંસ્કારિતા માપવાની. આદર્યા પ્રયાસે એ શોખ સુલભ નથી નીવડતા. એના સ્વયંસ્ફૂરીત ઉમળકાના ઉભરાજ ઓરૂ છે. સ્વ. અ. સૌ. બ્હેન સુરમતિને એવો શોખ ન્હાનપણથીજ હતો. સંગીત ઉપર તેને નૈસર્ગીક પ્રેમ હતો. રાસ લોકગીતો ને ઇતર ઢાળો પ્રત્યે તેનો આદરભાવ તો હતોજ. તદુપરાંત લગ્ન, જનોઇ, સીમંત, પ્રસંગોનાં ગીતો તરફ તેનો વિશેષ પક્ષપાત હતો. ઉમ્મર અને માનસક્ષેત્રના વિકાસ સાથે એ શોખ પ્રતિદિન વૃદ્ધિ પામ્યો. ઉચ્ચ કોટીના ભાવભર્યાં હૃદયં રાસ લોકગીત ને સંસ્કારી ઢાળો તે સદાય ગાતી, શીખતી ને સંગ્રહતી, તેના વ્યવસાયી જીવનની એકેક

ક્ષણુ એવી નહિ હોય કે જ્યારે કોઇ ને કોઈ ગીતનું મંજુલ ગુંજન તેનામાં ન થતું હોય. નવા નવા રાસ અને નવાં નવાં ગીતો શીખવા અને ગાવા એ સદાય તત્પર અને ઉત્સુકજ હોય. એનું અતિપ્રિય કાવ્ય સાધુચરીત લલીતજીનું "વ્હાલાંની વસમી એક વિદાય". ઘણી વાર તેનાથી જાણે અજાણેય તેનું રટણ થઈ જતું અને ત્યારે કોને ખબર કે એ મ્હોરીયૌવનવેલડી "વ્હાલાંની વસમી એક વિદાય" ના આમ કારમા ઘા દઇ પ્રિયજનને પ્રાણુ સમર્પણુની કથાનાં રસાર્દ સંભારણું સદાનાં સંભારવાં મૂકી જશે!

પોતાના સગા સંબંધીને ત્યાંનાં શુભ અવસરનાં આમંત્રણો એણે કદીએ અવગણ્યાં નથી. મહાકોડ અને ઉલ્લાસથી પ્રત્યેક પ્રસંગે જઇ પોતાને અજાણુ એવાં એમનાં પ્રસંગ પ્રસંગનાં ગીતો શીખી સંગ્રહી સર્વોપયોગી ગીત સંગ્રહ પ્રસિદ્ધ કરવાની એની મહત ઇચ્છા હતી. જુદી જુદી ન્યાતના જુદા જુદા એવા ઘણાય સંગ્રહ અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થયા છે પણ પોતાની ન્યાતમાં સંપૂર્ણ સંસ્કારી અને સર્વોત્કૃષ્ટ સંગ્રહ પ્રકાશનનો એનો પરમ મંગલ ઉદ્દેશ, સંગીત, રાસ અને લોકગીત પ્રત્યેની એની પ્રીત-પ્રસાદી જ્ઞાતિસેવા ને જનસેવા તરીકે આ રૂપરંગમાં આજ પ્રકટ થાય છે.

પ્રસ્તુત સંગ્રહ પ્રસિદ્ધિમાં એકલા વિસનગરા નાગરની ઉપયોગીતાનુંજ લક્ષ્ય નહિ રાખતાં સર્વોપયોગીતાનું વિશાળ કેન્દ્ર યથાશક્તિ રાખ્યું છે. સામાન્ય રીતે ગુજરાતની સૌ જ્ઞાતિઓમાં ગીતોનું વર્ગીકરણુ કર્યા મુજબના પ્રસંગો હોય છેજ ને તેથીજ એક પ્રસંગનાં અનેક ગીતો લીધેલાં છે તે એમ કલ્પીને કે એક નહિ તો બીજુ યથોચીત ફેરફાર સાથે કોઇપણ જ્ઞાતિમાં ગાઈ શકાય અને

સંગ્રહનું ધ્યેય સચવાય. કેટલાંક ગીતો એક પ્રસંગ કરતાં અનેક પ્રસંગે ગવાય છે જેનો નિર્ણય કરવો ગાનાર ઉપરજ રાખ્યો છે.

લોકગીત અને કવિગીતોનાં તત્વો નિરનિરાળાં છે. એના શબ્દદેહને ભાવભિન્નતા એના સૂક્ષ્મઅભ્યાસીનેજ સ્હમજાય તો પણ ગુજરાતના સ્ત્રીજગતને બહુ માન્ય થઇ પડેલો કવિશ્વર દલપતરામનો "ગુણુયલ ગજરો" તથા તેટલાજ આદરને પાત્ર થઇ પડે તેવાં તેમનાં બીજાં ગીતો પણ આમાં સંગ્રહ્યાં છે.

સંસ્કાર સોહામણા ગુજરાતનાં લોકગીતો કે લગ્નગીતો પણ એટલાંજ સંસ્કારી ને સમૃદ્ધિથી ભરપુર છે. માત્ર એની પ્રસિદ્ધિ અર્થે સોરઠ કાઠીયાવાડનાં લોકસાહિત્ય જનતા સમક્ષ મુકવા માટે રા. મેઘાણી જેવાની પ્રખર ઝુંબેશનાં પૂર હળવાં છે એટલીજ ઉણપ બાકી એની સરખામણીની હરોળમાં ઈતર સાહિત્ય નથી એજ ગુર્જર લોકસાહિત્યની સનાતનતા.

લોકગીતોમાં રસવૈવિધ્ય નીતરતુંજ હોય છે. પ્રસંગાનુસાર રસ નિર્ઝરતાં ગીત ન હોય તો એ ગીતસાહિત્ય એકપક્ષીને ફીકકું લાગે શાંત, નિર્દોષ શૃંગાર, વિનોદ પરિહાસ ને કરૂણ એ ગીતસાહિત્યનાં ખાસ અંગ છે, મનુષ્ય અંગના હલનચલનની જેમ એનાં પણ પ્રસંગ પરત્વે, ગાનાર, ગવડાવનાર પાત્ર પરત્વે હલનચલન છે. કેવળ શુદ્ધ પરિહાસ ને વિનોદનાં ગીતો કેટલીક વખત અશ્લિલતામાં પરિણમે છે ત્યારે ગાનાર ગવડાવનારની અધમતાનો ખ્યાલ આવે છે. સુંદરીને જેમ જેમ લગ્ન જેવા પવિત્ર પ્રસંગનું ભાન થતું ગયું ને લગ્નગીતોનું હાર્દ સમજાતું ગયું તેમ તેમ તેની તત્પ્રસંગની સંસ્કારીતા વધી ને અશ્લિલતામાં પરીણમતાં ફટાણાં વર્જ્ય થયાં એ

અતિશય આનંદની વાત છે. શરૂઆતમાં સારાં પણ અંતે ટાણામાં ઉતરી પડતાં કેટલાંક ગીતોમાં સંસ્કારજન્ય સુધારા કરી આ સંગ્રહમાં પ્રસિદ્ધ કર્યા છે.

છતાંય બોધદાયક ને ગાંભીર્ય ભર્યા ગીતો સદાય ગાવાં સાંભળવાં ન ગમે એ સ્વાભાવિક છે. લગ્ન જેવી આલ્હાદિક પ્રસંગે સ્ત્રીઓનાં મનરંજનાર્થે નર્મહાસ્ય, વિનોદ કે ટીખળનાં ગીતો પણ આવશ્યક છે. સાધારણ રીતે આવાં ગીતોદ્વારા સ્હામા વેવાઇ વેવાણ કે જમાઇને વિશેષ પસંદ કરી ટીકટીક લાભ આપવામાં આવે છે. જેમકે—

ભૂંડા રે કીયા વેવાઇના માંડવા રે, કુતરાં બાંધ્યાં છે કમાડ,
ગધેડાં ભુંકે દરબાર, જોવાને અમે ત્યાં ગયાંતાં રે.

* * * *

કીયા ભાઈના ઓરડીયામાં ધમધડાકા થાય હો, માલણ
કઈ વહુને વાંસે સડોસડ સાટકા રે.

* * * *

આવાં નર્મહાસ્યનાં લોકગીતોમાં કાંઇ નવાઈ જેવું નથી લાગતું? ઉકરડી ન્હોતરતી વખતનું પણ ટીંખળી ગીત ઘણું સુંદર છે.

પંચાજીરીનો લાડવો વનમાળીરે,
પીરસ્યો છે કઇ વહુને ભાણે કે ગુજરમાળી રે,
જમતાં કીયા ભાઈ સાંભર્યા વનમાળીરે,
ઘાલ્યો છે કાંચળીમાંહી કે ગુજરમાળી રે,
ખડકી જાતાં ખસી પડયો વનમાળી રે,
વહુવારૂ થઈ છે ફજેત કે ગુજરમાળી રે.

આ સંગ્રહમાં કેટલાંક ગીતો એવાં છે કે જેમાં સ્હેજ શબ્દની ફેરબદલી સાથે લગ્ન સિવાયના અન્ય પ્રસંગે તે ગાઇ શકાય છે મોસાળાના ગીતોમાં મામેરૂં શબ્દ યોજતાં ગીતનો પ્રસંગ ફરે છે.

સુરત શહેરમાં ભરાયલી વિસનગરા નાગર પરિષદના સ્ત્રી-મંડળનો ઠરાવ નં. ૧૩ પ્રસ્તુત પ્રકાશનથી બર આવે છે. આવાં ગીતોના સંસ્કાર ભાવ તેના ગાનાર–સાંભળનારમાં જાગે તોજ સંગ્રહ પ્રસિદ્ધિનો હેતુ વિષેશતઃ સિદ્ધ થાય ને સદગત સંગ્રાહિકાનો આત્મા આનંદથી ઉછળે.

વિષેશમાં આ પુસ્તક પ્રસિદ્ધિમાં સ્વ. બ્હેન સુરમતિના મુળ સંગ્રહને પુર્ણતા આપી તેમાં યોગ્ય સુધારોવધારો કરવામાં ચી. ભાઇ જગુભાઇ મોહનલાલ રાવળની પુરતી મહેનત ન હોત તો પ્રસ્તુત પુસ્તક આટલું જલદી અને આ રૂપરંગમાં બહાર નજ પડી શક્યું હોત. પુસ્તકનું આટલું સુંદર પ્રકાશન તેમનીજ મહેનત અને કાળજીને આભારી છે.

સુરલોકની લાડીલી સુરમતિ! માડીનાં, ઓછાં–અધુરાં આટલાં "સંભારણાં" સ્વિકારજે,

ઇશ્વરના અક્ષયધામમાં તને સદા કલ્યાણ હો! અસ્તુ!

ધોબીની પોળ, ખાડીયા,<br>અમદાવાદ.<br>તા. ૧૭-૮-૨૯.

**સૌ. ચંદ્રિકા ચુનીલાલ ભટ્ટ.**



# લગ્ન ગીત.

—•—

## ભાગ પહેલો.

—•—

### વડી પાપડ સમયે ગાવાનાં ગીત :

#### ગીત ૧ લું.

જીરે આજ મ્હેતો, ચોળા પર્વત નોતર્યો રે,
ચોળા તમે છો મારે વડીયો મુકવા જોગ;
આજ મારે સજન મેળાવે સૌ મળેરે.

જીરે આજ મ્હેતો અડદા પર્વત નોતર્યો રે,
અડદા તમે છો મારે પાપડ કરવા જોગ;
આજ મારે સજન મેળાવે સૌ મળેરે.

જીરે આજ મ્હેતો, ઘઉંલા પર્વત નોતર્યો રે,
ઘઉંઆ તમે છો મારે કંસાર કરવા જોગ;
આજ મારે સજન મેળાવે સૌ મળેરે.

અરે આજ મ્હેંતો [૧]કઈ બ્હેન નોતર્યાં રે,
બેની તમે છો મારે સજન મેળાવે જોગ;
આજ મારે સજન મેળાવે સૌ મળેરે.

અરે આજ મ્હેંતો કીયા[૨] ભાઈ નોતર્યાં રે,
ભાઈ તમે છો મારે લગ્ન મ્હાલવા જોગ;
આજ મારે સજન મેળાવે સૌ મળેરે.



## ગીત ૨ જું.

સુરજ ઉગ્યોરે કેવડીઆની ફણુસે કે વ્હાણેલાં ભલે વાયાં રે
સુતા જાગોરે વાસુદેવના નંદ[૩] કે વ્હાણેલાં ભલે વાયાં રે
તમે જાગોરે જાગો સહુ દેવ કે વ્હાણેલાં ભલે વાયાં રે
જળ લેજો રે પીતળ લોટા કે વ્હાણેલાં ભલે વાયાં રે
દાતણ કરજો રે તુળશીને ક્યારે કે વ્હાણેલાં ભલે વાયાં રે
મુખ લોજો રે પામરીઓના છેડે કે વ્હાણેલાં ભલે વાયાં રે
સુરજ ઉગ્યોરે કેવડીઆની ફણુસે કે વ્હાણેલાં ભલે વાયાં રે



---

૧. અહીં બ્હેનનું નામ બોલવું.

૨. અહીં ભાઈનું નામ બોલવું.

૩. અહીં–" વહુના કંથ કે વ્હાણેલાં ભલે વાયાં રે " એમ પણ ગવાય છે.

## ગીત ૩ જું.

ઉંચા મંડપ મોગરે રચાવો, મેં તો કોડે પગરણ માંડીયાં રે.
મંડપ ઉપર જાજમો પથરાવો, મેંતો કોડે પગરણ માંડીયાં રે;
જાજમ ઉપર બાજઠીયા ઢળાવો, મેં તો કોડે પગરણ માંડીયાં રે.
બાજઠ ઉપર બાજીઓ કોતરાવો, મેતો કોડે પગરણ માંડીયાં રે.
બાજી ઉપર પરવાળાંના પાસા મેં તો કોડે પગરણ માંડીયાં રે.
રમશે રમશે ચંદનપુરના[1] રાજા, મેં તો કોડે પગરણ માંડીયાં રે.
સામા રમશે મારે કીયાભાઇ[2] મોટા, મેં તો કોડે પગરણ માંડીયાં રે.
હાર્યા હાર્યા ચંદનપુરના રાજા, મેં તો કોડે પગરણ માંડીયાં રે;
જીત્યા જીત્યા મારે કીયાભાઈ મોટા, મેં તો કોડે પગરણ માંડીયાં રે.
જીત્યા ઉપર નોબતો વગડાવો, મેં તો કોડે પગરણ માંડીયાં રે;
હાર્યા ઉપર ગધેડાં ભુંકાવો, મેં તો કોડે પગરણ માંડીયાં રે.



## ગીત ૪ થું.

મારી આંગળી ભીંજાય રે મારા નખ નમે રે
મારો ફરૂકે છે ડાબા પગનો લાંક
મારા કીયા ભાઇ ઘેર આવશે રે
મારા કીયા ભાઇ આવ્યા કીયાભાઇ આવશે રે
હું તો જોઉંરે મ્હારા કીયા ભાઈની વાટ.
કીયા ભાઈ આવે રંગ રહેશે રે.



---

૧. અહીં કોઇ પણ દેશના રાજાનું નામ લઇ બોલવું.
૨. અહીં ભાઈનું નામ બોલવું.

## ગીત ૫ મું.

હરે આંબલીયો થઇ થોડે કે ડાળે અતિ ઘણી રે
હરે પાંદડે પોર ગભાર મોતીસેર ઝુમખાં રે
હરે ત્યાં ચડી રામચંદ્ર[1] એમ ભણે રે
હરે કોણ મને લંકા દેખાડો સીતાજીને મેળવો રે
હરે કોણ મ્હારો સગો ને સોબતી રે
હરે કોણ મ્હારો માડી જાયો વીર. સીતાજીને મેળવે રે
હરે લક્ષ્મણ માડી જાયો વીર. હનુમંત સોબતી રે
હરે તે મને લંકા દેખાડે સીતાજીને મેળવે રે.



## ગીત ૬ ઠું.

રાણા આંગણે વૃક્ષ મોર્યો, મેં જાણ્યું જે સુના સમે
એક ચતુર પીયુડ નિહાળી જોયું, જાણીયે સર્વાંગ કેરું ઝુમખું
એક વાડી વેડાંવાને ઘેર લાવો, તેનો ઘડાવો ભમ્મર ઢોલીઓ
અતલસનાં ઓશીકાં ને મશરૂ તળાઇઓ ગાલે તે ગાલ મસુરીયાં
કેસર વરણી સોડ તાણી, પુત્ર પોઢાડયા રે વાસુદેવ[2] તણા.
ત્યાં ઉભાં રૂક્ષ્મણીજી વાય ઢોળે. હાથમાં સવાલક્ષ વીંઝણો
એક વાય ઢોળંતાને વાત પૂછંતાં, હાથેથી વીંજણો રવે ચઢ્યો.

---

૧. રામચંદ્ર સીતાજીને બદલે ઘરનાં માણસોનાં નામ દેવાં.
૨. અહીં ઘરના છોકરાઓ તથા આગળ વહુઓનાં નામ દેવાં.

માગ માગરે ગોરી મજરે સમાણી, પુત્ર ઉઠયા રે વાસુદેવના
સસરાને સાસુના રાજ માગું, છેદ માગું રે નાની નણદીના
દીયર જેઠ ઘોડે ચઢી આવે, દેરાણી જેઠાણીનાં જોડવાં
એક રાજ માગુંરે રાજ તમારાં, વૃદ્ધ માગુંરે મારા વીરા તણી

## ગીત ૭ મું.

જીરે સરસ્વત સ્વામીને વીનવું, જીરે ગણપત લાગું પાય.
મ્હેં હોડીરે ચુંદડી.
જીરે કોણ રાયે માલ મોકલીયો કોણ રાય ખરચે દ્રવ્ય.
મ્હેં હોડીરે ચુંદડી.
જીરે કોણ રાયે વાણો નાંખીયો, જીરે તાણો તાણ્યો ગુજરાત
મ્હેં હોડીરે ચુંદડી.
જીરે કીયો રંગારો રંગી ગયો, જીરે કીયે બંધારે બાંધી ભાત,
મ્હેં હોડીરે ચુંદડી.
જીરે હોડી પહેરી કેઇ બ્હેન[1] સંચર્યા, અમદાવાદ નગર માંહી.
મ્હેં હોડીરે ચુંદડી.
જીરે રાયે તે ઘોડો રાખીયો, સુલતાને પૂછી વાત
મ્હેં હોડીરે ચુંદડી.
જીરે કોણ કેરી બેટડી, જીરે કોણ કેરી કુળ વહુ
મ્હેં હોડીરે ચુંદડી.
જીરે કોણ કેરી બેનડી, જીરે કોણ કેરી અરધાંગ.
મ્હેં હોડીરે ચુંદડી.

---

૧ અહીં પરણનાર કન્યાનું નામ બોલવું

## ગણેશ ગીત :

### ગીત ૮ મું.

મંગળ દીનની ઉજળી પ્રભાતે*
    પ્રારંભે સ્મરીએ ગણપતી રે
ગણપતી સ્મરીએને શુભ ફળ લઇએ
    નિર્વિઘ્ને કાર્ય આરંભીએ રે
પૂજ્ય પ્રતાપે ને વિભુ કૃપાએ
    હર્ષના દિવસ આવીઆ રે
ધન્ય ઘડી ને ધન્યજ દહાડો
    આનંદના ઓઘ ઉલટયા રે
સોનાનો સુરજ ઉગ્યો આંગણીએ
    અમૃત ઉષા ઢોળતી રે
દીન વધે તેમ આનંદ વાધે
    મંગળ સંધ્યા ઘૂમતી રે
ચંદ્ર ઉગેને કંચન વરસે
    ચંદન ચંદા ફેરતી રે
સગાં સબંધી સાથ મળેને
    ઉજળાં આંગણુ શોભતાં રે
મંગળ દ્વારના મંગળ ટોડલે
    મંગળ તોરણુ ટાંગીયાં રે

---

રાગ-"વાજતું ગાજતું પોળમાં પેઠું બાહર કીયા ભાઈનાં ઘર કીયાંરે."
પ્રયોજક : જગુભાઈ મોહનલાલ રાવળ.

ગોરી મળી શુભ ગીતડાં ગાતી
વાજીંત્ર નવલાં ગાજતાં રે
એવાં એવાં નિત્ય દેજોરે વધામણાં
ગણપતી દેવ માગીએ રે
માગીએને તમ સ્વાગત કરીએ
લળી લળી પાયે લાગીએ રે.



## ગીત ૯ મું.

ગણેશ પાટ બેસારીએ, ભલાં નીપજે પકવાન;
સગાં સબંધી તેડીએ, જો પૂજ્યા હોય મોરાર.
જેને આંગણે પીપળો, તેનો ધન્ય અવતાર
સાંજ સવારે પુજીએ, જો પૂજ્યા હોય મોરાર
જેને પેટ ચાર દીકરા, તેનો ધન્ય અવતાર
ચાર વહુઓ પાયે પડે જો પૂજ્યા હોય મોરાર
જેને પેટ એક દીકરી, તેનો ધન્ય અવતાર
સાચ્યાં સુચ્યાં ધન વાવરે જો પૂજ્યા હોય મોરાર
જેને આંગણે જોટડી તેનો ધન્ય અવતાર
સાંજ સવારે દોહી વળે જો પૂજ્યા હોય મોરાર
રાતો ચૂડો મારો રંગભર્યો કોરો કમખો હાથ
ઘરચોળે ઘડ ભાગીએ જો પૂજ્યા હોય મોરાર
કાહા ઘઉંની રોટલી, માંહી ગળગળીઓ કંસાર
બેગાં બેસી આરોગીએ, જો પૂજ્યા હોય મોરાર

## ગીત ૧૦ મું.

*પરમેશ્વરને પ્રીતે પ્રણમીએ
સર્વે સફળ મનોરથ થાય—મંગળ ગીત ગાઇએ
જ્યારે જગકર્તા કૃપા કરે
ત્યારે હરખના દીવસ દેખાય— મંગળ૦
સારા શકુનની સુણીએ વધામણી
કરીએ આનંદ મંગળ ઘેર— મંગળ૦
સગાં સ્નેહીને સ્નેહે તેડાવીએ
મોટી હોય પ્રભુની મ્હેર— મંગળ૦
ખાંતે ખાંતે રળ્યું ધન ખરચીએ
લઇએ સંસારમાં લ્હાણ— મંગળ૦

*   *   *   *

ઘેર તેડીએ બેન ભાણેજડાં
જેથી આંગણું શોભે અપાર— મંગળ૦
ઘેર ચતુર ચીતારા તેડાવીએ
ચીતરે ચીત્રશાળા અને ચોક— મંગળ૦
મ્હોટો મંડપ રૂડા રચાવીએ
આવી બેસે ત્યાં લાખેણા લોક— મંગળ૦
સારા સાજન મહાજન સૌ મળે
દીસે મંડપ ઝાક ઝમાળ— મંગળ૦
વડા હરખે વાજાં વગડાવીએ
એવો દીવસ દેખાડે દયાળ— મંગળ૦

* દલપત કાવ્ય ભાગ બીજો રાગ-" મામેરૂં મોઘા મુલનું."

ઘેર માળી લાવે ફુલ છાબડી
ગુંથી હાર તોરા રૂડા ગુચ્છ— મંગળ૦
લાવે તંબોળી પાનનાં બીડલાં
રૂડા સોનેરી વરખનાં સ્વચ્છ— મંગળ૦
શાણા સોનીડા ઘેર બેસારીએ
ઘણે હરખે ઘાટ ઘડાવીએ— મંગળ૦

* * * *

તરીયા તોરણ ટોડલે બાંધીએ
કરીએ કેસરના છંટકાવ— મંગળ૦
પ્રભુ આપે એવા દિન ઉજળા
કરીએ આનંદનાં શુભ કામ— મંગળ૦

## ગીત ૧૧ મું.

હું તો થાળ ભરૂંરે સગ મોતીડે
હું તો ગંગા વધાવા જઇશ
મ્હારે સોના સમોરે સુરજ ઉગીયો.

હું તો ભાઇરે કીયાભાઇને વીનવું
તમારા સાથીડા લેજો સાથ—
મ્હારે સોના સમોરે સુરજ ઉગીયો.

હું તો વહુરે કીયાં વહુ તમને વીનવું.
તમારી સહીયરો લેજો સાથ
મ્હારે સોના સમોરે સુરજ ઉગીયો.

## ગીત ૧૨ મું.

*મારે આજનો દીવસ અતી ઉજળો
હું તો ગણેશ વધાવા જાઇશ
મ્હારે સોના સમોરે સુરજ ઉગીયે..

મ્હારે હરખે મેં પગરણ માંડીયું
હું તો સાજણાં લ્હાવો લઇશ.— મ્હારે૦

આજ સુખનો રત્નાગર રેલીયો
આજ લક્ષ્મીની દીસે લીલા લ્હેર— મ્હારે૦

આજે દશ દીશાઓ ઉજળી
આજ શોભા રહ્યું સારૂં શહેર— મ્હારે૦

હું તો તરીયાં તોરણ બંધાવું ટોડલે
મોંઘાં મોતીડે પુરાવું ચોક— મ્હારે૦

હું તો વાજાં વગડાવું હેતે હરખનાં
લીલા જોવા મળે લાખો લોક— મ્હારે૦

મ્હારે આંગણ સૌ જન આવશે
મ્હારો ઝરૂખો ઝાક ઝમાળ— મ્હારે૦

ઓપે ઇંદ્રપુરીશા મ્હારા ઓરડા
સોના પત્રે મઢેલી પરસાળ— મ્હારે૦

હું તો સુડલા કોયલડીને વીનવું
કરો આંગણે મ્હારે કલ્લોલ— મ્હારે૦

---

*" દલપત કાવ્ય ભાગ બીજો. "

તમે બેસી સોનાને પાંજરે
બોલો બોલો મધુરા બોલ— મ્હારે૦
સજની સારી વધામણી સાંભળી
મને વાધ્યો આનંદ અંગો અંગ— મ્હારે૦
આજ કરોડ દીવાળી જેવો દીન કહું
વધ્યો એથી પણ વધતો ઉમંગ— મ્હારે૦
આંજ ઘેર ઘેર આનંદ છે ઘણો
આજ શણગાર્યું આખું ગામ— મ્હારે૦
એવો ઉત્તમ અવસર જાણીને
દે છે આશીષ દલપતરામ— મ્હારે૦

## ગીત ૧૩ મું.

સોનાનું વાજીંત્ર કરેરે ઝમકારા
વાજંતુ ગાજંતુ પોળમાં પેઠું
ભાઇરે ફીયાભાઇનાં ઘર ફીયાં રે
ઉચી ઉચી મેડી ઉગમણા દરવાજા
પાદશાહી પાથરણાં પાથર્યા રે
ચોકમાં ચાંપલીયો કોડે નાગરવેલો
મોતીના તોરણ બાંધીયાં રે.

## કંકોત્રીનાં ગીત :

### ગીત ૧૪ મું.

કંકુ છાંટી કંકુ છાંટી કંકોતરી મોકલો
કોડે કહાવે સુભદ્રા બ્હેન
વીરા વહેલા આવજો.
દેવ દુંદાળાને સાથે લાવજો
એ છે પાર્વતીનો પુત્ર વિરા૦
શ્રી કૃષ્ણ બળદેવ બંધવા
પવિત્ર પિતા વસુદેવ— વિરા૦
પાંચ પાંડવ દાસ તમ તણા
હરનિશ જપે તમ નામ— વિરા૦
જગત જનેતા દેવકીને રોહણી
અક્ષણો દશ તમારી માત— વિરા૦
ભત્રીજા ભલા મન ભાવતા
તમ આવે થશે સુખચેન— વિરા૦
રાણી રૂક્ષ્મણી ને રે રેવતી
સતભામા જાંબુવંતી નાર— વિરા૦
ભીડભંજન મારીરે ભાભીઓ
સોળસહસ્ત્ર એકસો આઠ— વિરા૦
કંથ જેઠ દીયરીયાને કોડ ઘણા
ભાઇ ભવતારણ ભગવાન— વિરા૦
સાથે જાદવ સઘળાને લાવજો
બીજી ઉત્તમ વર્ણ અનેક— વિરા૦

વેદ વાંચતા વિપ્રને લાવજો
બીજો સર્વ કુટુંબ પરિવાર— વિરા૦
થોડું લખ્યું ઘણું કરી વાંચજો
પ્રભુ નોંધારાના આધાર— વિરા૦
પ્રતિ કષ્ટે રે વ્હેલા પધારજો
શેષ નાગ ના પામે પાર— વિરા૦



## ગીત ૧૫ મું.

કસ્તુરી ઘોડે ચઢીરે દુઘડે વરસ્યા છે મેઘ
કઈ બ્હેને રાયજગ માંડીયા રે કયાભાઈ પરદેશ
કઈ બ્હેન લખી કાગળ મોકલે રે વીરા વ્હેલેરો આવ
હું કેમ આવું બ્હેન એકલોરે ઘેર દરબારી કામ
દહાડે જવું દરબારમાં રે રાતે હીસાબી કામ
કયાભાઈએ રાયજગ માંડીયા રે કયાં બ્હેન પરદેશ
કયાભાઈ લખી કાગળ મોકલેરે બ્હેની વેલેરી આવ
*હું કેમ આવું વીરા એકલીરે ઘેર ઝવેરી કામ
દહાડે મોતી પરોવવાં રે રાતે ગુંથવા હાર



* અહિં નીચે પ્રમાણે પાઠાંતર છે પરંતુ તે અસભ્ય લાગવાથી ઉપરનો ફેરવ્યો છે.

હું કેમ આવું વીરા એકલીરે ઘેર ઘાંચણના કામ
દહાડે જવું માથા મુંડવા રે, રાતે મસાલી કામ

## ગીત ૧૬ મું.

પહેલો કાગળ પહેલો કાગળ
કાશી મધ્યે મોકલો રે
કાશી મધ્યે કાશી મધ્યે
વિશ્વનાથને નોતરાં રે
આપણે ઘેર આપણે ઘેર
લાડકડીનાં લગ્ન
તેની વરધોમાં વહેલા પધારજો રે

બીજો કાગળ બીજો કાગળ
દ્વારીકાં મધ્યે મોકલો રે
દ્વારીકાં મધ્યે દ્વારીકાં મધ્યે
રણછોડજીને નોતરાં રે
આપણે ઘેર આપણે ઘેર
લાડકડીનાં લગ્ન
તેની વરધોમાં વહેલા પધારજો રે

ત્રીજો કાગળ ત્રીજો કાગળ
રેવાંજી મધ્યે મોકલો રે
રેવાંજી મધ્યે રેવાંજી મધ્યે
કુબેરનાથને નોતરાં રે
આપણે ઘેર આપણે ઘેર
લાડકડીનાં લગ્ન
તેની વરધોમાં વ્હેલા પધારજો રે

ચોથો કાગળ ચોથો કાગળ
રામેશ્વર મધ્યે મોકલો રે
રામેશ્વર મધ્યે રામેશ્વર મધ્યે
મ્હાદેવજીને નોંતરાં રે
આપણે ઘેર આપણે ઘેર
લાડકડીનાં લગ્ન
તેની વરઘોમાં વ્હેલા પધારજોરે



## ગીત ૧૭ મું.

સાઠીરે કંઇ ચોખા કંકુવરણા, બંધાવોરે મારા કીયાભાઇને છેડ
કે જાય ગોરાં કંઇ બ્હેનને સાસરે
બ્હેનીરે તમે સુતેલાંરે જાગો કે તમારે પીયર પગરણ માડીયાં.
વિરારે તમે કોણ રાયના બેટા કે કઇ માને કુખ અવતર્યા
બ્હેનીરે હું તો ......રાયનો બેટો કે ......માને કુખ અવતર્યો
વિરારે હુંતો ગરથલીયાની ઘેલી કે આંગણ આવ્યો વિર ના ઓળખ્યો
વિરારે મ્હને છોરૂડે સંતાપી કે આંગણ આવ્યો વિર ના ઓળખ્યો
વિરારે તમે રહો તો માથાં ગુંથીએ
જાવતો છુટા કેશ મુકીએ
કે આંગણ આવ્યો વિર ના ઓળખ્યો
આગળ રે મ્હારા કીયા ભાઇના ઘોડા
કે પડઘી વાગેરે સોના તાણી

---

આગળ જ્યાં જ્યાં સગાં સંબંધી હોય તે તે ગામનાં નામદઈ ગાવું.
જો પુત્રનાં લગ્ન હોય તો "લાડકડી" ને બદલે "લાડકડા" બોલવું.

વચ્ચેરે મારી કંઈ બ્હેનના માટ઼
કે ચુડીલા ચગાંકે રે સોના તણા
પાછળ રે પેલા (જમાઇ) ના કામડીયા
કે કામડ મરડે ને ગોખમાં ખડખડે



## ગીત ૧૮ મું.

*સાતસેં સાંઢણીઓ શણગારો રે
નીરો તેને નાગરવેલનો ચારો રે
કાગળ કંકોતરીના લખાવો રે
સોનેરી વરખથી તે શોભાવો રે
સ્નેહી સગાં ને તેડવા કાજ રે
એક એક સાંઢણી મોકલો આજ રે
પ્હેલી સાંઢણી પાટણ નયરે
બ્હેન ગંગાબાને તેડાં કરાય રે
બ્હેની તો પગરણમાં પ્હેલાં જોઇએ રે
બ્હેનીનું કામ ન સરે બીજા કોઇએ રે
બીજી તો મોકલો મુંબાઈ ગામ રે
ફઇબા જમનાબાને તેડવા કામ રે
ત્રીજી સાઢણુલી કરી તૈયાર રે
મોકલો મથુરાં નગર મોઝાર રે
કાકા ......તેડી આવે રે
કાકા આવીને કુટુંબ સોભાવે રે

* " શુકન જોઇને સાં ચરજો રે " એ રાગ દલપત કાવ્ય ભાગ બીજો.



ચોથી સોંઢણી ચતુર સુજાણુ રે
મોકલો સુરત શહેર પ્રમાણુ રે
મામા ......ત્યાં સોહાવે રે
મામા મોસાળાં લઇને આવે રે
પાંચમી સાંઢણી પચરંગી રે
જાય ઉદેપૂરમાં ઉમંગી રે
માસી મોંઘીબાને તેડવા માટે રે
વેગેથી મોકલો વેગળી વાટે રે
સકુટુંબ સહુને તેડી આવે રે
સહુ આવી માંડવડો શોવે રે
યાદ લખો બેસી આ ઠામ રે
સ્નેહી સગાંનું ભૂલશોના નામ રે
સ્નેહેથી સર્વને તેડાવો રે
આજે આવ્યો ઉત્તમ અવસર આવો રે
ગોર ગોરાણી તેડાવો આ ઠામ રે
દ્વિજવર જોશે દલપતરામ રે



## બીજાં વરઘોડામાં ગાવાનાં ગીત.

### ગીત ૧૯ મું.

ભમરા પહેલો વધાવો મ્હારે આવીયો
મ્હેતો મોકલ્યો મ્હારા દાદાના દરબાર રે
વાડીના ભમરા દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની

મ્હારા દાદાએ હરખે વધાવીયો
મ્હારી માતાએ પાથર્યાં પાલવરે
વાડીના ભમરા દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરના

મ્હારા વીરાએ હરખે વધાવીયો
મ્હારી ભાભીએ ઝીલ્યાં નાળીયરરે
વાડીના ભમરા દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની



### ગીત ૨૦ મું.

લાડકડી ચઢીરે કમાડે. સુંદર વરને નિરખવારે
દાદાજી મુજને પરણાવો, મેં નિહાળ્યો નિશાળીયોરે
કહો દીકરી કયાં થકી દીઠો. કે શેણે તારા દીલ વસ્યાંરે
નિશાળે ભણતેલો દીઠો, અક્ષરે મારાં દીલ વસ્યાંરે
બાપાજી મુજને પરણાવો. મ્હેં નિહાળ્યો વરણાગીયોરે
કહો બ્હેની કયાં થકી દીઠો, કે શેણે તારાં મનવસ્યાંરે
ન્યાતમાં જમતેલો દીઠો. કોળીયે મારાં મનવસ્યાંરે
માતા મુજને પરણાવો, મેં નિહાળ્યો કોડામણોરે

કહો મ્હેની ક્યાં થકી દીઠો. કે શેણે તારાં મનવસ્યાંરે
પરસાળે વાળ હોળતાં દીઠો. પાંથીએ મ્હારા મનવસ્યાંરે

## ગીત ૨૧ મું.

ઉંડાને કુવો જળભર્યોરે. ઇંટે વળશે સેવાળ
આથમણી ડગમગેરે—
હું તમને પુછું કઈ વહુરે, કે મારે કીયાભાઇ દુબળારે
રાતે રમે રાણુ સોગટેરે, દહાડે જાય દરબાર
આથમણી ડગમગેરે—

## ગીત ૨૨ મું.

ઉંચા ઉંચા મ્હોલ ચણાવો ઝરૂખે મેલો જાળીયાં મોરારાજ
ત્યાં ચઢી કીયાભાઇ લેખાં લખે મોરારાજ
રાત ગઈ દોઢપોર જંગલીયાં બોલીયાં મોરારાજ
કઈ વહુને ચઢીયેલ રીસ દફતર પછાડીયાં મોરારાજ
દફતર પડીયાં દરબાર, કલમ પડી ચોકમાં મોરારાજ
કીયા ભાઇને ચડીયેલ રીસ તમાચા બે મારીયા મોરારાજ
કઇ વહુને ચડીયેલ રીસ મહીયરીયે ચાલીયાં મોરારાજ
ડગલો ડોટીને લીધો હાથમાં મોરારાજ
પહેલેને મનામણે સાસુજી મળ્યાં મોરારાજ
વળો વળો મોટાંના વહુવર મોટાં ઘર આપણાં મોરારાજ
તમારી વાળી સાસુજી નહિ વળું મોરારાજ

તમારા દીકરા લાડકવાયા તમચ્યા મારીયા મોરારાજ
બીજે મનામણે નણદી મળ્યાં મોરારાજ
વળો વળો મોટાંના વહુવર મોટાં ઘર આપણાં મોરારાજ
તમારી વાળી બેની નહિ વળું મોરારાજ
તમારા વીરા લાડકવાયા તમાચ્યા મારીયા મોરારાજ
ત્રીજે મનામણે સ્વામીજી મળ્યા મોરારાજ
હાથમાં એવડી રાસ સડોસડ સાટકા મોરારાજ
હું તમારા પગની પુન્તરાણુ નહિ જાઉ મહીયરીયે મોરારાજ
ઉશેટીશ ઘોડીલાની લાદ નહિ જાઉ રૂસણે મોરારાજ
ઉંચા ઉંચા મ્હેલ ચણાવો, ઝરૂખે મેલો જાળીયાં મોરારાજ



## ગીત ૨૩ મું.

સુડીલા કાયલડીને વીનવેરે
આવી રૂડી આંબલીયા ડાળ સરોવરીયા પાળ
મૂકીને કોયલ કયાં ગયાંતાં રે

શીળા રે ફયા ભાઈના ઓરડારે
જે ઘેર મીઠા બોલી નાર
જોવાને અમે ત્યાં ગયાંતાં રે

શીળારે ફીયા ભાઇના માંડવારે
ખજાને વાળ્યાં છે ખલકડારે જલેબી બાંધી પાળ
જોવાને અમે ત્યાં ગયાંતાં રે

ભૂંડારે કીયા વ્હેવાઇના માંડવારે
ઇટોનાં વાળ્યાં છે ખલકડાંરે નળીયાંની બાંધી પાળ
જોવાને અમે ત્યાં ગયાંતાં રે

ભૂંડારે કીયા વ્હેવાઇના ખાંડવારે
કુતરાં બાંધ્યા છે કમાડ ગધેડાં ભુંકે દરબાર
જોવાને અમે ત્યાં ગયાંતાં રે



## ગીત ૨૪ મું.

અગર ચંદનના ઓરડા સુખડ રસીયાં કમાડરે
સાગ સીસમના ઢોલીયા, ડમરા પરવા નાવ્હાણુરે
અતલસનાંરે ઓસીકાં, મસરૂની તળાઇઓ
ગાલ બે ગાલ મસુરીયાં, આછી શાલની સોડરે
ત્યાં ચઢી શ્રી કૃષ્ણ પ્હોઢીયા, રૂક્ષ્મણી ઢોળે વાયરે
વાય ઢોળંતાં ને વાત પુછંતાં, સ્વામી સૂણોને વાતરે
ભાઇરે બળભદ્રની ગોરીને,તનમનીયાં એવાં અમનેઘડાવોરે
ભાઇરે બળભદ્ર વીરા વીનવું, વચ્ચે ભીંત ભરાવોરે
તમારી ગોરીને તનમનીયાં, મ્હારાઘરમાં વઢવાડોરે
તનમન તનમન શું કરો, કલ્લી સાંકળાં સોહીયેરે
તનમન તનમન શું કરો, વેઢ વીંટીયો સોહીયેરે
તનમન તનમન શું કરો, આછા સાળુમાં સોહીયેરે
અગર ચંદનના ઓરડા સુખડ રસીયાં કમાડરે

## ગીત ૨૫ મું.

રૂડા પ્રભાતને પ્હોર દેવકીએ દાતણ માગીયાં
માગ્યા માગ્યાં વારએવાર રૂક્ષ્મણીએ શબ્દ ન સાંભળ્યા
રૂડા પાનનાં બીડલાં મેડીએથી શ્રીકૃષ્ણ ઉતર્યા
મ્હારા વ્હાલા બળભદ્ર વીરા, ગંગાંની તીરે ઘર કરો
ત્યાંતો રાખો રૂક્ષ્મણીનાર. જેણે માતાને દુભવ્યાં
સ્વામી શેરે અમારો વાંક, શે કારણે અમે જુજવાં
ગોરી તું મારો હૈયાનો હાર, ત્હેં માતને દુભાવ્યાં
ર્‌હેજો ર્‌હેજો માસએમાસ ત્રીજે માસે આણાં મોકલું



## ગીત ૨૬ મું.

સોનાની સૂડી સ્હેજ માલણરે
રૂપાની રકાબી સ્હેજ માલણરે
માંખણીઓ ચુનો સ્હેજ માલણરે
કેવળાયો કાથો સ્હેજ માલણરે
ખસખસીયાં છલાયચી સ્હેજ માલણરે
તમતમીયાં લવીંગ સ્હેજ માલણરે
સેવરધનીયાં સોપારી સ્હેજ માલણરે
નાગરવેલીનાં પાન સ્હેજ માલણરે
કીયા ભાઈના છાનાં બીડલાં વાળે સ્હેજ માલણરે
પેલી માલણને ખવરાવે સ્હેજ માલણરે
માલણ કઇ વહુની શોક્ય સ્હેજ માલણરે
માલણ આવી બેસે ગોખ સ્હેજ માલણરે

કઈ વહુ બારી બેસી રૂવે સ્હેજ માલણુરે
તેની નણુદી આંસુ લુવે સ્હેજ માલણુરે
ભાભી ના રોશો ના રોશો સ્હેજ માલણુરે
નવી નવ દહાડા રહેશે સ્હેજ માલણુરે
જુની જનમારો નભશે સ્હેજ માલણુરે
આપણે થાશે લીલાલ્હેર સ્હેજ માલણુરે

## ગીત ૨૭ મું.

તું તો બોલેરે મારી વગડાની કોયલ, તારો શબ્દ સોહામણોરે
ત્હેં કેમ કરી આ વન વસ્યાં, કેમ કરી ભમ્મર બીંજવ્યો
મ્હેતો વનફળ ચરીચરી વન વસ્યાં, ટહુકે ભમ્મર બીંજવ્યો
તમે બોલોરે રાણી રૂક્ષમણી ગોરાં, તમારો શબ્દ સોહામણોરે
તમે કેમ કરી રાણી ઓરડા અજવાળ્યા,કેમ કરી સાસુજાયા રીઝવ્યા
અમે પુત્ર જાયાને ઓરડા અજવાળ્યા, લટકે સાસુ જાયા રીઝવ્યા
તમે આવોરે સુભદ્રા બ્હેન ગોરાં, તમારે મહીયર પગરણુ માંડીયાં
હું તો આવીશરે વીરા મોટે મંડાણુ, આવીશ હસ્તીને ઘોડલે
મારે બેસણેરે વીરા સાંગાને માંચી, સોડણુ નવરંગ ચુંદડી
મારે પેરણુરે વીરા ઝાલને ઝુલણો, હાથે હાથી દાંત ચુડીલો
હું તો લઈશરે વીરા લાખએલાખ, લઈશ ગામો ગોઠતાં
આટલું લઇ વીરા સાસરે જાશું, હું તો સંતોષણું બેનડી

## ગીત ૨૮ મું.

ઉંચી ઉંચી મેડી મારાં ઘર રે વીવાતાં
ત્યાંરે ઢોળાવો ભમ્મર ઢોલીયોરે
ત્યાં ચઢી પ્હોડે મ્હારો માડીજાયો વીર
ભાભી સુકુલની ઢાળે વાવલ્લાંરે
નણદી પડોશણ નવ રાખીએરે
નણદી ખાઇ જશે નણદી લઇ જશે
નિત્ય ઉઠીને કલહ કરશે
જ્યારે ગોરી તમે દીકરો પરણાવશો
કોણ આવી માંડવે મ્હાલશેરે
સાત સોપારી મ્હારી પડોશણને આપુ
તે આવી માંડવે મ્હાલશેરે
જ્યારે ગોરી તમે દીકરી પરણાવશો
કોણ આવી ગોત્રજ પુજશેરે
કસુંબાનું કાપડુ ગોરાણીને આપું
તે આવી ગોત્રજ પુજશેરે
ઘરની ધણીઆણી તમે રાંધોની સીંધો
માડી જાઇ જમવા બેસશેરે
ઘરની ધણીઆણી તમે ઓરડા અજવાળો
માડી જાઈ ઓરડે બેસશેરે
ઘરની ધણીઆણી તમે દાબડા ઉઘાડો
માડી જાઇ ઘરેણાં પ્હેરશેરે

ઘરની ધણીઆણી તમે ઓઢોને પ્હેરો
માડી જાઇ માંડવે મ્હાલશોરે
ઘરની બનીયાત તમે ઓછું શું બોલો
ઓછાં બોલે મનડાં નહિ મળેરે
ખાસડુ ખંખરૂ તો ગોરીઓ ઝાઝેરી
લાખ બે લાખે માડી જાઇ નહિ મળેરે



## ગીત ૨૯ મું.

રંગ મ્હોલમાં કીયા ભાઇ પ્હોડશેરે
કીયાં વહુ ઢોળે વાય, આપ પ્હોડયા ભમ્મર ઢાલીયે
રંગમ્હોલલાંથી કીયાં વહુ ઉતર્યાં, ઘરેણાના દાબડા હાથ
બ્હેનરે કીયાં બ્હેને પુછીસું ભાભી આવડા ઘરેણાં કયાંથકી
બ્હેની તમારા વીરાની સુખ સ્હેજ,આપ પ્હોડયા ભમ્મ ઢાલીયે
પડયા ઘરમાં કીયા ભાઇ પ્હોડશેરે
કીયાં વહુ ઢોળે વાય આપ પ્હોડયા તુટીખાટમાંરે
પડયા ઘરમાં કીયાં વહુ નિકળ્યાં, ચીંથરાંના બચકા હાથ
બ્હેન રે કીયાં બ્હેને પુછીસું, ભાભી આવડાં ચીંથરાં કયાંથકી
બ્હેની તમારા વીરાની સુખસ્હેજ આપ પહોડયા તુટીખાટમાં

## ગીત ૩૦ મું.

કીયા ભાઇના ઓરડીયામાં, સુખડ વૃક્ષ વ્હેરાય હોમાલણ
કઇ વહુને કાજે સીંહાસન નીપજે રે
કીયા ભાઇના ઓરડીયામાં કાચાં સોનાં કચરાય હોમાલણ
કઇ વહુને કાજે નવા ઘાટ નીપજે રે
કીયા ભાઇના ઓરડીયામાં વ્હેપારી તેડાય હોમાલણ
કઇ વહુને કાજે સાડીયો નીપજે રે
કીયા ભાઇના ઓરડીયામાં ધમધડાકા થાય હોમાલણ
કઈ વહુને વાંસે સડોસડ સાટકા રે

## ગીત ૩૧ મું.

મોર બોલે ઉંચારે અવાસમાં મોર બોલે છે
મોર બોલે વિવાત રે ઘેરમાં મોર બોલે છે
આગળ જાઉ તો નદીયો કીનારે મોર બોલે છે
પાછળ જાઉ તો સુરત બંગાળરે મોર બોલે છે
મોર બોલે કીયા ભાઇના કાનમાં મોર બોલે છે
મોર તેડે કીયાં વહુને સાનમાં મોર બોલે છે

## ગીત ૩૨ મું.

ઉભીતીરે કોઇ રંગ રસ મ્હેલમાં
કાગળીયાં આવ્યાં રાજના મોરારાજ
ઉઠરે દાસી દીવડીયા અજવાળ
કોરારે કાગળ વાંચીયે મોરારાજ

દીવડીયા અજવાળતી બોગી વાર
ચાંદરણાં કાગળ વાંચીયા મોરારાજ
કાગળમાં કાંઇ લખ્યું છે એમરે
પરોઢીયે ઉઠી ચાલવું મોરારાજ
સસરાજીના અર્જુન ભીમ
ભમર ઘેર આવશે મોરારાજ
સસરાને દરબારીનાં તેડાં
સસરા ગયે કેમ ચાલશે મોરારાજ
ચાકરીયે મારા જેઠજીને મોકલાવો
ભમર ઘેર આવશે મોરારાજ
જેઠ ઘેર મરડક બોલી નાર
ઘડીમાં ઝગડો લાગશે મોરારાજ
ચાકરીયે મારા દીયરજીને મેલો
ભમર ઘેર આવશે મોરારાજ
દીયર ઘેર બાળી ભોળી નાર
મહેલોમાં કેમ રહે એકલી મોરારાજ
લીલી ઘોડીને પીળો ચાબકો
સાહેબ ચાલ્યા ચાકરી મોરારાજ
ધન્ય ધન્ય સાસુ તમારી કુખને
એ કુખે ભમર જનમીયા મોરારાજ
ધન્ય ધન્ય ફોઈ તમારી જીભને
તમે કોડે શુભનામ પાડીયાં મોરારાજ
ધન્ય ધન્ય નણંદ તમારા હાથને
તમે હાથે રતન રમાડીયાં મોરારાજ

## ગીત ૩૩ મું.

નવારે નગરના લવારી, દીવડો ચાંપેશુ ઘડજો રે
ફરતી ફરતીરે ફુદડી, ચોરાશીનું ચાકુ રે
દીવડો મુકયો શીળા માંડવે,આવે ચોતરફ અજવાળુરે
ફીયા ભાઇ' વહેવાઇએ પુછીયું,દીવડો કોણે મોકલીયોરે
લાડીના બાપજીએ, ફીયા ભાઇએ, મોકલીયોરે

## ગીત ૩૪ મું.

સુખડ રચ્યાંરે કમાડ, શ્રીખંડ ધોળ્યા ઓરડા રે
આદીતને* જમવાની વાર, રાંદલ રાંધે રાંધણાં રે
બાસઠ કીધારે વધાર, ચોસઠ રાંધ્યાં રાંધણાં રે
ઉઠો સ્વામીજી ભોજન કરો, હું છું ઉતાવળી રે
આદીતને ચઢીએલી રીસ, રાંદલ માંર્યા સોટીએ રે
હાથમાં લીધી લીલી ટોપી, કનૈયો કેડમાં રે

## ગીત ૩૫ મું.

ઝંઝીર રાજ લાવજો રંગભેર વીજણા
હોજી બના બેટડો હોય તો લાવજો મોંઘા મુલનો
મહારાજ મોંઘા મુલનો, દેશોટી મોંઘા મુલનો
ઝંઝીર રાજ લાવજો રંગભેર વીજણો.

---

* બીજી વખત ઘરનાં પુરૂષોનાં તથા સ્ત્રીઓનાં નામ દેવા.

હોજી બના બેટડી હોય તો લાવજો મોંઘા મુલની
મહારાજ મોંઘા મુલની દેશોટી મોંઘા મુલની
ઝંઝીર રાજ લાવજો —

હોજી બના પેંડા હોય તો લાવજો મથુરા દેશના
મહરાજ મોંઘા મુલના, દેશોટી મોંઘા મુલના
ઝંઝીર રાજ લાવજો —

હોજી બના પાપડી હોય તો લાવજો રાધનપુરની
મહરાજ મોંઘા મુલની, દેશોટી મોંઘા મુલનો
ઝંઝીર રાજ લાવજો —

હોજી બના દીલ્હીને દરવાજે બનડો અટકી રહ્યો
મહરાજ મોંઘા મુલનો, દેશોટી મોંઘા મુલનો
ઝંઝી રાજ લાવજો —

હોજી બના કાશીના કોટ આમળ બનડો અટકી રહ્યાં
મહરાજ મોંઘા મુલનો દેશોટી મોંઘા મુલનો
ઝંઝીર રાજ લાવજો —
પા

## ગીત ૩૬ મું.

તારી ચંપક વરણી ચાલ લાડીવર, કેસર વરણાં છાંટણાં.
તમે ચઉટડે નવજાશો લાડીવર, ચઉટાના શેઠીયા હઠ કરે,
અમે ચઉટાના શેઠીયાને દાણુ દઇને, કુવારી કન્યાને પરણીશું.
તમે શેરીએ નવ જાશો લાડીવર, પોળના પોળીયા હઠ કરે
અમે શેરીના શેઠીયાને દાણુ દઇને કુવારી કન્યાને પરણીશું

તમે જાનીવાસે નવ જાશો લાડીવર, જાનીવાસે સાળીજી લઈ કરે
અમે સાળીજીને પાયે પડીને કુવારી કન્યાને પરણશું
તમે તોરણે નવ જાશો લાડીવર, તોરણે સાસુજી લઈ કરે
અમે સાસુજીને પાયે નમીને, કુવારી કન્યાને પરણીશું.
તમે માંયરામાં નવ જાશો લાડીવર, માંયરામાં સસરાજી લઈ કરે
અમે સસરાજીને પાયે નમીને, કુંવારી કન્યાને પરણશું.



## ગીત ૩૭ મું.

મારી કમાણીની ચીતરી વાડકડી
મારી શેરીની સોહામણી લાડકડી
મ્હેતો વારીયાં રે મારી કંઈ બ્હેન સુજાણ
પેલા વેવાઈની શેરીએ રમવા ન જાશો
તમારા જડીયા અંબોડા દેખશે
પેલા વેપાઈને રઢ લાગશે
વહેવાણ્ય બોળા રે પાથરતી ઘેર આવશે
કોઈ દેવરાવોને દયા કરો રે
અમારા કીયા ભાઈ ઉપર દયા કરો રે



## ગીત ૩૮ મું.

એક લીલીરી ઘોડીને લીલી વછેરી
અવર હરીયા જવ ચરે

તુજ કારણુરે મારા કુંવર લાડકડા
દાદાજી ઘોડી મુલવે
એક દાદાજી હરખે ને લાખ ખરચે
ધનને વેવાઇ તારા માંડવે
માંડવે ઉભો વર પાન ચાવે
ફુલ તે સરખો ફુટડો
લવીંગ સરખો લાંક વરને
ઇલાયચી સરખો મસમસે
સોના સરખી દેહ વરની
રૂપા સરખો ઉજળો
સુરજ સરખુ તેજ વરનું
ચંદ્રમાં સરખો શીતળો
ધન્ય ધન્ય એની માડીને
જેણે તે રતન જનમીયું
ધન ધનરે એની ફોઇને
જેણે કોડે નામ પાડીયું
ધન ધનરે એની કાકીને
જેણે ફલાવી ફુલાવીયો
ધન ધનરે એની મામીને
જેણે મનાવી બોલાવીયો



## ગીત ૩૯ મું.

મારા ચોક વચ્ચે ચાંપલીયો રોપાવીયે
તેને ઉછેરતાં બહુ દીન જાય, ફુલડાંની વેળા માળી લઇરે ગયો
મ્હેતો હરખે દીકરા મોટા કર્યા,
તેને ઉછેરતાં બહુ દીન જાય, કમાણીની વેળા વહુઅર લઇરે ગયાં
મ્હેતો હરખે દીકરીઓ મોટી કરી
તેને ઉછેરતાં બહુ દીન જાય, ચાકરીઓની વેળા જમાઇ રે લઇ ગયા

## ગીત ૪૦ મું.

વરતો બહુરે હોંસીલો, વરતો બહુરે ખાંતીલો
વરની ચંપક વરણી ચાલ, નગારાં વાગે ઝીણું ઝીણું
વર તો ડોસીડાની શેરી વચ્ચે સાંચર્યો રે
વરની મીંઢળ સોતી જુએ વાટરે, નગારાં વાગે ઝુટણું ઝુટ
ડોશીડાની બેટી રૂપે આગળી રે
રંગ રશીઆને રાખ્યો મ્હેલમાંહીરે નગારાં વાગે —
મ્હારો નાયક જોજી ગુજરાતનો રે
મ્હારો કેસરીયો ભીનો ભીનો જાયરે નગારાં વાગે —

## ગીત ૪૧ મું.

ઈ રે ઈંટ ચણું ને ઘર નીપજે,
નીપજે નીપજેરે રૂડા મેડી ને મહોલ—વધાવો રે મેં સુણ્યા.
ઈ રે ઓરડાનું માંડણ દીવડા, દીવડાનું મોડણ રૂડી જોત—વધાવો રે.
ઈ રે પરસાળનું માંડણ પારણું, પારણાનું રે પોઢણ રૂડા પુત્ર—વધાવો રે.
ઈ રે મેડીનું માંડણ ઢોલીયો, ઢોલીયાનું રે પોડણ રૂડા કંથ—વધાવો રે.
ઈ રે પુરૂષનું માંડણ પાઘડી, પાઘડીનું રે માંડણ રૂડું ફુલ—વધાવો રે.
ઈ રે સ્ત્રીનું માંડણ કંચુકી, કંચુકીનું મોડણ રૂડા હાર—વધાવો રે.
હું તો વારી રે કીયા ભાઈની વાડીને, વાડીયો નીપજે રે રૂડા
કંકુનો છોડ—વધાવો રે.
ઈ રે કંકુ ઘોળુ ને રસ નીપજે, ચાંલ્લા કરશે રે મારી
બહેની બ્હેન—વધાવો રે.
હું તો વારી રે કીયા વહુના લટકાને, ગણું ડાહી રે, થોડા
બોલીરે, તારૂં ઘરેણું દેખાડ—વધાવો રે.
મારે ઝાલ ને ઉપર ઝુમણાં, ઘરેણું ઘડાવશેરે કીયા બ્હેનના વીર—વધાવો રે.

## ગીત ૪૨ મું.

પાટણ ઘડયોરે બાજંઠ, અમદાવાદ ચીતર્યો રે.
અમદાવાદનો રાય સુલતાન, કીયા ભાઈ આવશે રે,
કીયા ભાઈની ગોરી એમ ભણે રે;
સ્વામી મને કસ્સાં ઘડાવો, માંડવે હીંડુ મલપતી રે,
સાજન મળીયા છે લોક કાંબીઓ મુકું ઢળકતી રે.

## ગીત ૪૩ મું.

પહેલો[1] તે વધાવો મારે ઓરડીએ સોવરાવો
ઓરડીએ સોવરાવો ગોરા કીયા ભાઈ રે આવે;
કીયા ભાઈ સરીસાં વહુવારૂ નવી વહુ રે આવે,
મોડીયાનાં મોતી વહવારૂ લટકતાં મેલે.
ચુંદડીના ચારે છેડા ઢળકતા મેલે,
(બાપ) બાઈનાં ગોટા વધાવતાં રે આવે;
(દાદા)ના દીવડીયા અજવાળતાં રે આવે.

## ગીત ૪૪ મું.

વહાણેલાં વાયા સોવાસણ તારા ઉગીયા,
જાઈ જગાડો લક્ષ્મીજીના કંથને;
પહોડ્યા કેમ જાગે હો શ્રીકૃષ્ણ નિદ્રાળુઆ રે,
આજ આપણે સોના કેરાં કાજ છે.
લંકાગઢ મોકલાવો હોં મેવાડની સાંઢણી,
ત્યાં થકી સોનાં મંગાવીએ;
લાડકડા ઓ જ્યાવરને પોંચીઓ ઘડાવીએ.
ઉગરતાંના લાડી વહુને ઝુંમણાં ઘડાવીએ—
વહાણલાં વાયાં સોવાસણ તારા ઉગીયા,
જાઈ જગાડો કઈ વહુના કંથને;

---

૧ તેજ પ્રમાણે આગળ બીજો, ત્રીજો, ચોથો એમ વધાવા લઈ જુદા જુદા નામો બોલી ગાવું.

પહોડ્યા કેમ જાગે હો—ભાઇ નિદ્રાળુઆ
આજ આપણે હીરા કેરાં કામ છે,
ઢડમઝગઢ મોકલાવો મેવાડની સાંઢણી;
ત્યાં થકી હીરા મંગાવીએ,
લાડકડા હો જ્યાવરને વીંટીઓ ઘડાવીએ,
ઉગરતાંના વહુને હાર ઘડાવીએ.
જઈ જગાડો હો કઇ વહુના કંથને,
પહોડ્યા કેમ જાગે હો—ભાઇ નિદ્રાળુઆ.
આજ આપણે મોતી કેરાં કામ છે.
મુંબાઇ મોકલાવો મેવાડની સાંઢણી,
ત્યાંથકી મોતી મંગાવીએ;
લાડકડા હો જ્યાવરને બટનં ઘડાવીએ,
ઉગરતાંના વહુને વાળીઓ બંધાવીએ.

## ગીત ૪૫ મું.[1]

લગન લીધું લાડણીતણું રે, એથી આનંદ છે આજ
શુણો તમે સાહેબા રે.

વિવાની વસ્તુ વસાવવા રે, કોડે કરો શુભ કાજ—શુણો.
જે દેશ જે ચીજ નીપજે રે, ત્યાંજ મળે સારો માલ—શુણો.
ભાડતીયાની ઉપર રે, હલકારા મોકલો હાલ—શુણો.
નગરમાં કંકુ નીપજે રે, શ્રીફળ સાર—શુણો.

૧ દલપત કાવ્ય ભાગ ૨ જો.

મેવા મળે મુલતાનમાં રે, દ્રાખ અંજીર અનાર—શણે.
સંતરાંઓ મળે આગરે રે, સુજનીયો વીરમગામ—શણે.
રૂડી રજાઇઓ ત્યાં મળે રે, તે તો વખાણે લોક તમામ—શણે.
સુંદર લાવો શાહેરથી રે, ત્રાસળીઓ તણા ગંજ—શણે.
ધન્ય ધોરાજીના ઢોલીયા રે, રંગે રૂડા મનોરંજ—શણે.
વસ્ત્ર વિલાયતનાં બહુ રે, મંગાવો થાનનાં થાન—શણે.
સરતી રસોઇઆ તેડાવીએ રે, પાડે ભલાં પકવાન—શણે.
શાણા સોનીડા બેસારીએ રે, નવલા ઘડાવો રે ઘાટ—શણે.
મંડપ મ્હોટા રચાવીએ રે, સુતાર તેડાવો સલાટ.—શણે.



## ગીત ૪૬ મું.

કંકુના છડા રે દેવાડીએ, મોતીના ચોક પુરાવો—કુંવર પરણાવીએ.
કંકુની ગાર લીંપાવીએ, સીંદુરની ઓકળી પડાવો—કુંવર.
પાછલી ભીંત ધોળાવીએ, કંકુના ગણપતિ ચીતરાવો—કુંવર.
ઘીના દીવા અજવાળીએ. સોનાવરણા ચોટાડો—કુંવર.
સેવાના પાટ મંડાવીએ, લીલંડ નેત્ર ઓછાડો—કુંવર.
કુળના ગોર તેડાવીએ, રૂડા ગોત્રજ પુજાવો—કુંવર.
વરરાયાવર તમારી રે પાઘડી,[1] બાંધી રક્ષા બે ચાર—કુંવર.
ધર્મ રક્ષા કર્મ રક્ષા પુત્ર રક્ષા, આયુષ્ય લખ્યાં રે અપાર—કુંવર.

---

નોટઃ—એમ ચાર ઘરની વહુનો નામ દેવાં, કન્યાના લગન હોય તો "કુંવર પરણાવીએ" ને બદલે કુંવરી પરણાવીએ એમ બોલવું.

૧ કન્યાના લગ્ન હોય તો "લાડવાઈ તમારી રે ચાટલી" એમ ગાવું.

કાન્તા વહુ લક્ષ્મી વહુ પુષ્પા વહુ ચંદન વહુ સાથે છે ચાર—કુંવર.
ચાર સુડાળી રે પાંચમી, ઉપાવર કેરી નાર—કુંવર.

## ગીત ૪૭ મું.

આજ મારે ઘેર રામ રમે રે, રામ રમે ત્યાં સૌને ગમે રે:
સૌને ગમે ત્યાં દીવડા બળે રે, દીવડા બળે ને રત્ન ખરે રે.
રત્ન ખરે ત્યાં અમી ઢળે રે, અમી ઢળે ત્યાં સૌને ગમે રે;
આજ ચીંતવ્યો આવ્યો, મારે ઘેર સોહેલો રે.
ગાજતો વાજતો આવ્યો, મારે ઘેર સોહેલો રે;
નવી વહુ આવેરે મારે ઘેર સોહેલો રે.

## ગીત ૪૮ મું.

ઉરે સોના રૂપાની પાલખડી.
જાય રે રાજાજીને બેટ, કયી વહુ રાઢો લઇ રહ્યાં
પાયુ મુજને પાલખડી ઘડાવો ઢોલિયે ન આવે નીંદડી
ઉશીકે નાગરવેલ પથરાવો, ટાઢકે આવે નીંદડી
આસઠ બારીઓ મેલાવો વાવલીએ આવે નીંદડી
ચોસઠ જાળીઓ મેલાવો, અજવાળે આવે નીંદડી
ચારે છેડ પુતળીઓ મેલાવો, રમતે આવે નીંદડી
ગોઠડીએ કઇ બેન બેસારો, વાતડીએ આવે નીંદડી
ચોકમાં ચંપા રોપાવો, સુવાસે આવે નીંદડી

પાણીઆરે નાગરવેલ રોપાવો, ઠંડે આવે નીંદરડી

ઓરડામાંથી સાસુબાઈ રે બોલીયાં

નથી મારે ગોત્રજની રીત, પાલખડી પાણી વાળજો

મેડીએથી કયા ભાઈ બોલીયા

છે મારે ગોત્રજની રીત, પાલખડી પાણી નહિ વળે

નથી મારે ગોત્રજની રીત, નહી વાળે ગોરી પાલખડી.



## ઉકરડીનાં ગીત.

### ગીત ૪૯ મું.

હું તો ભમરલા વીનવુ રે.
કઇ વાડી વડો વશેક, ઓચ્છવ ઘેર આપણે રે
ઘણું રે આંબે ઘણું જાંબુએ રે
નાગરવેલે રે વડો વશેક, ઓચ્છવ ઘેર આપણે રે

### ગીત ૫૦ મું.

ઉકરડી નોતરતાં વનમાળી રે
લાધ્યો છે સોનાનો ખીંટો કે ગુજરમાળી રે
તેની ઘડાવીશ ટોટડી વનમાળી રે
સોવરાવીશ જમણે કાને કે ગુજરમાળી રે
ઉકરડી નોતરતાં વનમાળી રે
લાધ્યો છે રૂપાનો ખીંટો કે ગુજરમાળી રે
તેનું ઘડાવીશ ઝાંઝરૂં વનમાળી રે
સોવરાવીશ જમણે પાયે, કે ગુજરમાળી રે
ઉકરડી નોતરતા વનમાળી રે
લાધ્યો છે લોઢાનો ખીંટો કે ગુજરમાળી રે
તેનો ઘડાવીશ દીવડો વનમાળી રે
સોવરાવીશ જમણે હાથે કે ગુજરમાળી રે

## ગીત ૫૧ મું.

પંચા જરીનો લાડવો વનમાળી રે
પીરસ્યો છે કઇ વહુને ભાણે કે ગુજરમાળી રે
જમતે કીયા ભાઇ સાંભર્યો વનમાળી રે
ખાઇનો છે કાંચળી માંહી કે ગુજરમાળી રે
ખડકી જાનાં ખસી પડયો વનમાળી રે
વહુવારૂ થઇ છે ફજેત કે ગુજરમાળી રે.

## ગીત ૫૨ મું.*

ઉકરડી નોતરી વહુવારૂ રે
બેસારીએ ઘર બહાર સુણો વહુવારૂ રે
જે નારી ગંદી ગોબરી, વહુવારૂ રે
એનો એવો અધિકાર, સુણો વહુવારૂ રે
ઉકરડી છંછેડતાં, વહુવારૂ રે
રજ વળગે આવી, સુણો વહુવારૂ રે
ફુવડને છંછેડતાં, વહુવારૂ રે
થાય તે રંગમાં ભંગ સુણો વહુવારૂ રે
દેયે શીખામણ સ્નેહથી, વહુવારૂ રે
ઉલટો તે અવગુણ ગાય સુણો વહુવારૂ રે
કંઇ કંઇ વાંધો કાઢીને વહુવારૂ રે
રોજને રોજ રીસાય, સુણો વહુવારૂ રે
ફુવડ નારીનો ચોટલો, વહુવારૂ રે

* " દલપત કાવ્ય ભાગ બીજો."

જાણીએ સુઅરીનો ભાઇ, સુણો વહુવારૂ રે
દહાડો ચઢે સુતી ઉઠે, વહુવારૂ રે
કરતી વરવાનો આળો, સુણો વહુવારૂ રે
ફુઅડ નારીનું આંગણું વહુવારૂ રે
ઉકરડી અનુસાર, સુણો વહુવારૂ રે
પાણીઆરૂં તેનું પેખીએ વહુવારૂ રે
એઠે વળી બહુ છાર, સુણો વહુવારૂ રે
બુમો પાડીને બોલતાં વહુવારૂ રે
લેશ નહિ તેને લાજ, સુણો વહુવારૂ રે
વાદ વદે વિણુ કારણે, વહુવારૂ રે
કરતાં કંઇ કામકાજ, સુણો વહુવારૂ રે
સાંજ પડે કે સુઇ રહે, વહુવારૂ રે
પાથરી જેમને તેમ, સુણો વહુવારૂ રે
વાસણ એંઠાં ન ઉંડકે, વહુવારૂ રે
એ રહે એમનાં એમ, સુણો વહુવારૂ રે
ડીવાલ બોલાય જે પડે વહુવારૂ રે
ગવાય ગામોગામ સુણો વહુવારૂ રે.



## ગીત ૫૩ મું.*

કડવો લીંબડો ને કારેલી ને [illegible] કઇ વહુના બોલ
મેલાવડે સહુ મળ્યાં રે, તે વહુને કોઇ ના ઝંછેડશો રે
કરી નાખે તરણા તોલ—મેળાવડે

* " રાગ સોનાના સ્થંભ હીરે જડયા રે. " " દલપત કાવ્ય ભાગ બીજે."

કાયા બાઈને ધન્ય છે રે, સહન કરે છે સદાય—મે.
હાંલ્લુ હોય તો બદલીયે રે, માણસ બદલ્યું ન જાય—મે.
મોટાંના મન મોટાં હોય છે રે તે સદા રહે ગમ ખાઈ—મે.
મોભ મોટાને મોટા થાંભલા રે, મોટાને શીર મોટો બોજ—મે
હલકા તે વળીયો વાંસડા રે, તેનો બોજ તેના સરખોજ—મે.



## ગીત ૫૪ મું.

ઓચ્છવ ઘેર આપણે, ઉકરડી અમે નોતર્યા સ્વચ્છંદારે
નોતર્યા ચારે દેવ, મન કોડ પુર્યા રે
કાશીમાં વિશ્વનાથ, નોતર્યા સ્વચ્છંદા રે
ગયામાં ગદાધર દેવ. મનકોડ પુર્યા રે
દ્વારીકામાં શ્રીરણછોડ નોતર્યા સ્વછંદારે
રેવાજી કુબેરનાથ, મનકોડ પુર્યા રે
રામેશ્વર મહાદેવને નોતર્યા, સ્વચ્છંદા રે
આરાસુરથી અંબીકા માત, મનકોડ પુર્યા રે.



## ચાંલા વખતનાં ગીત.

### ગીત ૫૫ મું.

હસ્તી કોટે ધમંક ધુઘરમાળ, ઢોલકડાં માગાં આવીયાં
આવો રે વહેવાઇ બેસો માંડવે રે
જુઓ હમારા ઓરડીઆની રીત, ઓરડે લક્ષ્મી ઝળહળે રે
આવો રે વહેવાઈ બેસો માંડવે રે
જુઓ હમારા પાણીઆરાની રીત, માંડવે સાજન ઝળહળે રે
આવો રે વહેવાઇ બેસો માંડવે રે
જુઓ હમારા માંડવાની રીત, માંડવે સાજન ઝળહળે રે
આવો રે વહેવાઇ બેસો માંડવે રે
જુઓ હમારા દીકરાઓની રીત, વહુઓ હીંડે મલપતી રે
આવો રે વહેવાઇ બેસો માંડવે રે
જુઓ હમારી દીકરીઓની રીત, જમાઇ હીંડે મલપતા રે.

### ગીત ૫૬ મું.

ભમરસ ભમરસ રે ભમરા જઇ બેઠા ચાંપલીયાને છોડ
ચાંપલીયો સેંદરડે જાય, તેનાં ચાર પાટીયાં વ્હેરાય
તેનાં છજાં મેડીયો જડાય રે
ત્યાં કીયા ભાઇ બેઠા મેડીએ
કીયા ભાઇને આણ્યા છે તેડી
કહો તો સાહેબ પાવલીયા ચાંપુ
કહો તો સાહેબ વાવલીયા ઢોળું

કહો તો થોડ ગુન કરી આપું
ડીયા બાઇને ગમશે તો વિવાહ કરશે
નહિ તો રહેશે છોડી કુંવારી.

## ગીત ૫૭ મું.

ગળીયા ગોળ વહેંચાય રે, દુધમાં સાકરો ભેળાય રે
આગળ હતા લોક લોક રે, હવે થયા છે વહેવાઇ રે
આગળ દીઠના શેરડીએ રે, હવે દીઠ છે બેસડી એ રે
આગળ રહેતા નેવાં સાહી રે, હવે પેઠા ઘરમાંહી રે.

## ગીત ૫૮ મું.*

આજ તો આનંદ ઓચ્છવ મારે આંગણે
આજ તો નવલા વેવાઇ આવ્યા મારે ઘેર રે
નગારાં વાગે ઢડકડ ધીન્નાં રે
આજ તો મોતીડે પુરાવું સુંદર સાથીયા રે
આજ તો લક્ષ્મીની દીસે લીલાલ્હેર રે—નગારાં.
આજ તો આનંદનો સાગર અતિ ઉલટયો રે
આજ તો મંદીર મારાં દીસે ઝાકઝમાળ રે—નગારાં.
આજ તો નવલા વેવાઇ ભલે પધારીયા રે
મારા લાડકડાનું લાવ્યા વેવીશાળ રે—નગારાં.
પ્રથમ વેવાઇ વેવાઇએ વચન લીધાં રે
વળતી તીલક કીધું કુંવરને કપાળ રે—નગારાં.

* દલપત કાવ્ય ભાગ બીજો.

વેવાઇ કુંવરના સામુ વારેવારે જુવે રે
જેમ ચંદ્ર સામુ જોઇ રહે ચકોર રે—નગારાં.
મોટા કુળની કન્યા ગણેશાને આવશે રે
મોટો હર્ષ વધ્યો સહુને તે માટે રે—નગારાં.
સહુનાં હૈયાં તે હરખે હરખીયાં રે
જોતાં મેળવ્યા પ્રભુએ જુગતે જોડી રે—નગારાં.
પરમેશ્વર પ્રતાપે એ જોડું અખંડ રહેજો રે
કરજો કરજો સુખે રાજ દીવાળી ક્રોડ રે—નગારાં.

## ગીત ૫૮ મું.*

એક પાટણનો પોપટ પાળી પાંખનો રે
ભમ્યો ભમ્યો દેશ પરદેશ રે બીજે ક્યાંય મનડું માન્યુ નહિ રે
જ્યારે દીઠા જથો દાડમ દ્રાખનો રે
ત્યારે હરખ્યો હરખ્યો હૈડામાં વિશેશ—બીજે ક્યાંય.
એક કોયલડી કાશમીર દેશની રે
એ તો ભમી ભમી ભુગોળ ખગોળ રે—બીજે ક્યાંય.
એને ખુશીમાં ખામી ન રહી લેશની રે
જ્યારે દીઠી આંબા ફુળની ઓળ રે—બીજે ક્યાંય.
એક ચકોર ચારે દીશાએ આથડયો રે
જોયાં જોયાં મોટાં સહેર શોભીત—બીજે ક્યાંય.
જ્યારે ચળકતો ચાલશે ચઢયો રે
ત્યારે ચોટયું તેનું ચંદ્રમામાં ચીત—બીજે ક્યાંય.

* દલપત કાવ્ય ભાગ બીજો.

વેવાઇ કીધા વેવાઇ દેશોદેશ ફરીવળ્યા રે
જોયાં ભૂપતિનાં ભુવન ભુવન રે—બાજે ક્યાંય.
ત્યારે મનમાન્યા ચતુર કુંવરને મળ્યા રે
ત્યારે મોટે હરખે માન્યું તેમનું મન—બાજે ક્યાંય.
વેવાઇ પ્રવિણ છે હીરાની પરિક્ષા વિષે રે
પરખે પરખ્યા હીરા વસાયો પરમાણુ—બાજે ક્યાંય.
જેવા ચતુર કુંવરજી ચતુર દીસે રે
એમના સસરાજી પણ ચતુર સુજાણ—બાજે ક્યાંય.
ગુણવંતાને ગુણવંતાની સંગતી રે
તેનું મન ઠરે જઈ તેવે ઠામ—બાજે ક્યાંય.

## ગીત ૬૦ મું.

રંગરસ રંગરસ રે રંગરસ
એવો રંગ રાખો રે વહેવાઇ
એવો રસ પાયલાનો પાશેર
રંગરસ અડધાનો અચ્છેર
રંગરસ રૂપૈયાનો શેર
રંગરસ ત્રાજુડે તોળાય
રંગરસ વાડકે ધોળાય
રંગરસ રંગરસ રે રંગરસ.

## ગીત ૬૧ મું.

કોણ રાયે માગાં મોકલ્યાં, પાલવ ઝીલી લ્યો;
કોણ રાયે ઝીલ્યાં નાળીયેર, રાણાજી ઢોલાજી,
—સુંદીર પાલવ ઝીલી લ્યો.

કોણ રાયે બીડાં મોકલ્યાં, પાલવ ઝીલી લ્યો:
કોણ રાયે ઝીલ્યાં આછાં પાન, રાણાજી ઢોલાજી—સુંદીર.

કીયા ભાઇએ માગાં મોકલ્યાં, પાલવ ઝીલી લ્યો;
કીયા ભાઇએ ઝીલ્યાં નાળીયેર, રાણાજી ઢોલાજી—સુંદીર.

કીયા ભાઇના બેટા ઘોડે ચડયા, પાલવ ઝીલી લ્યો;
કીયા ભાઇની પરણે છે બેટી, રાણાજી ઢોલાજી—સુંદીર.



## મંડપ મુહુર્તનાં ગીત.

### ગીત ૧૨ મું.

સોનાનો સ્થંભ હીરે જડયો રે,
થંભનું નામ ના જાણું વિવાહ ઘેર આપણે રે.
થંભનું કીયાભાઇ નામ વીવાહ ઘેર આપણે રે.
સોનાનો સ્થંભ હીરે જડયો રે,
ડાહ્યા વાણીયાનું નામ ના જાણું વિવાહ ઘેર આપણે,
ડાહ્યા વાણીયાનું કીયા ભાઇ નામ વિવાહ ઘેર આપણે.
સાંગી લેખણે લેખાં લખેરે.
લખાવટીઆનાં નામ ન જાણું વિવાહ ઘેર આપણે,
લખાવટીઆ કીયા ભાઈ નામ, વિવાહ ઘેર આપણે;
સાંગા માંચીએ બેઠા પુન કરે રે.
પુનવંતાનું નામ ન જાણું વિવાહ ઘેર આપણે,
પુનવંતાનું કીયા ભાઈ નામ વિવાહ ઘેર આપણે;
ઓરડામાં લક્ષ્મી વાસો વસે.
લક્ષ્મીનું નામ ન જાણું વિવાહ ઘેર આપણે,
લક્ષ્મીનું કઈ વહુ નામ વિવાહ ઘેર આપણે.
ખંભ તે કોથળી સોને ભરીરે,
નાણાવટીયાનું નામ ન જાણું વિવાહ ઘેર આપણે,
નાણાવટીયાનું કીયા ભાઇ નામ વિવાહ ઘેર આપણે;

---

વિવિધ પ્રસંગોએ વિવિધ નામ લઇ ગાવું.

હાથમાં પાટીયો સોહે ભણીરે.
નિશાળીયાનું નામ ન જાણું વિવાહ ઘેર આપણે,
નિશાળીયાનું કીયા ભાઈ નામ વિવાહ ઘેર આપણે;
લાંબી પરસાળે બાળક રમે રે.
બાળકનું નામ ન જાણું વિવાહ ઘેર આપણે,
બાળકનું કીયાભાઈ નામ વિવાહ ઘેર આપણે,
તાંબાના બેડે પાણી ભરે રે.
પાણીયારીનું નામ ન જાણું વિવાહ ઘેર આપણે,
પાણીયારીનું કઈ વહુ નામ વિવાહ ઘેર આપણે.

## ગીત [illegible] મું.

હું તમને પુછું મારા શ્રીકૃષ્ણ માંડવા સોળે સ્થાપીયા રે,
પહેલે માંડવે પુતળી, બીજે જાવંત્રીના છોડ રે;
ત્રીજે આદીત તેડીયાં, ચોથે રન્ના દેવનાં મંડપ રે,
પાંચમે પગરણ માંડીયાં, છઠીના જમાડ્યા જાગ રે.
સાતમે શ્રીકૃષ્ણ જનમીયાં, આઠમે આંબી હોમ રે,
નોમે નવ ગ્રહ રચીયા, દશમે દશેરાનાં દેવ રે;
એકાદશી રે આનંદ ઘણો, બારસે રંગ્યાં બાર રે,
તરસે તોરણ બાંધીયાં, ચૌદશે છોળ ચાહ રે,
પુનમે વરકન્યા પરણીયાં માંડવે કન્યાદાન રે.

## ગીત ૬૪ મું.

ઉંડા ગોરાં રે ઉંડા શામળા રે ઉંડા નાથ વિશ્વનાથ.
શ્રીફળ એ આપ્યાં અવસરે કે વહેલા આવજો રે.
એરે અવસરે ગંગામાટી જોઇશેરે, ગંગાજળ હોય રે રળીયામણાં રે
એરે અવસરે આમ્રપત્ર જોઇશે રે, સેત્રાસુત્ર હોય રે રળીયામણા રે.
એરે અવસરે હવનપડી જોઇશેરે, નાડાછડી હોય રે રળીયામણી.
એરે અવસરે શ્રીફળ જોઇશે રે, ફોફળ હોય રે રળીયામણાં.
એરે અવસરે દહીદુધ જોઇશે રે, પંચામૃત હોય રે રળીયામણાં.
એરે અવસરે જીયાવર જોઇશે રે પાસ નાળીયેર હોય રળીયામણાં રે.
એરે અવસરે કયાભાઇ[1] જોઇશે રે, ક્યાં વહુ હોયે રળીયામણાં રે.

## ગીત ૬૫ મું.

આમલડી થડે ચોડીને ડાળે અતિઘણી રે,
આમલી વીવાનાં ઘર કેમ જાણીએ;
આમલી રંગારા બેઠા ઘરને આંગણે,
આમલી લાલ રંગ્યાં રે વરનાં અબોટીયાં.
આમલી રંગારા કીધા જમાઇ રે.
આમલી થડે ચોડી ને ડાળે અતિ ઘણી રે.
આમલી વીવાનાં ઘર કેમ જાણીએ રે,
આમલી ચીતારા બેઠા ઘરની બ્હાર રે
આમલી ચીતારા કીધા જમાઇ રે.

---

૧ અહિં જમાઇનાં નામ લેવાં.

## ગીત ૬૬ મું.

નાથજીએ રે જગ માંડીઆ. ગીરધારીને કાજરે,
મંડપ રચીઆરે મોકળા, સોનુ ઘડે રે સોનાર રે:
મોભે મોભે માણેક જડયાં, કુંભી રત્ન જડાવ રે,
કોણ આવ્યું ને કોણ આવશે, કોની જોઉં હું વાટ રે.
કોણ આવે ને મારાં મન ઠરે, હૈયે હરખ ન માય રે,
કોણ ઘોડે કોણ હાથીએ, કોણ રથે અસ્વાર રે;
કોણ બીરાજે રે પાલખી, ચોપાસ ચામર ઢોળાય રે.

## ગીત ૬૭ મું.

અમદાવાદી ઓરસીયો ને સુરતની સુખડ,
ચંદન ઘસાવો એને માંડવે,
ચંદન ઘસાવો ને ચંદરવા બંધાવો,
સુરજ લખાવો એની ખડકીએ.
સુરતના સલાટીને પાટણનો પહાણરે,
ઓરસીઓ ઘડીલાવોરે આરસપહાણનોરે
એવા હોસીલા અમારા કીયાભાઇ કુંવરરે
નિત્ય પૂજા હાટકેશ્વરને મોકલે
ચંદન ઘસી ઓરસીયો મંડપ હેઠે મેલ્યોરે
ઓરસીયાનો ચોર ચોરી ગયો રે
ઓરસીયાના ચોર કેયા જમાઇ રે
એરે જમાઇ ઓરસીયો ચોરી ગયા રે

આગળ જતાં બીજા જમાઇ મળીયા,
બેઉ મળી ઓરસીયો સંતાડીયો રે
લાવોને નાડી મેલો એને કાંઠા
રાઇની રીતે ઓરસીયો મનાવીએ રે.
ઉપર રહ્યાં કથાં બેન બોલીયાં રે.
આજનો ગુનો વીરા માફ કરો રે.
લ્યાને મારી ટોડી ને મારો એને સોંડી,
સુરભ લીધો વણુસાંયો રે.
લ્યાને મારી સાડી મેલો એને કાંઠા.
રાઇની રીતે ઓરસીયો મનાવતાં રે.

## ગીત ૬૮ સું.

સુખડનાં રે વૃક્ષ વેડીએ રે.
એરે માંડવે કોણ કોણ તેડીએ રે.
એરે માંડવે ગણપતી તેડીએ રે,
સાથે રીદ્ધી બુદ્ધી પણ આવશે રે.
સાથે આવશે લક્ષ લાભ લાવશે રે,
એરે માંડવે શંભુને તેડીએ રે.
સાથે પાર્વતીજી આવશે રે,
સાથે આવશે લક્ષ લાભ લાવશે રે.

---

એમ બીજા દેવનાં નામ લઈ ગાવું.

## ગીત ૬૯ મું.

રણુઝણુ કરતો રે ભમરો સંચર્યો,
જઈ બેઠો કંકુને છોડ—કે ભમરો રણુઝણે રે.

ભમરીએ ભમરાને પુછ્યું રે,
કહો ભમરા એ કંકુ કોણ કાજ—કે ભમરો રણઝણે રે.

ચીયા બાઈએ રાય જગ માંડીયા રે,
એ કંકુ અસંઘેર જાય—કે ભમરો રણુઝણે રે.



## પીઠીનાં ગીત.

### ગીત ૭૦ મું.

ઝરે હળધસ હળધસ હળધરી રે,
ઝરે હળદી આવી અમારે દેશ,[1] ઝ્યાવરને હળદી ચડે.
ઝરે કીયાભાઈ હળદીનાં મુલ કરે,
ઝરે કીયાભાઈ ખરચે છે દ્રવ્ય.—ઝ્યાવરને
ઝરે હળદી પાવલાની પાશેર,
ઝરે હળદી અડધાની અચ્છેર;
ઝરે હળદી રૂપૈયાની શેર—ઝ્યાવરને.
ઝરે શોભા આણો શ્રીરામની
ઝરે વાટનારી પુરવની તેડાવો.—ઝ્યાવરને
ઝરે વાટીશ ઘુંટીશ હળદરી,
ઝરે વરનાં વેરીનાં હઇડાં દળીશ.—ઝ્યાવરને

### ગીત ૭૧ મું.

અમાગે ભર્યા રે કચોળડાં, રતન કાંસકડી છે હાથ રે.
બાપા પનોતા કીયાભાઈ માતા સંચારે છે તેલરે.
અમાગે ભર્યા રે કચોળડાં. રતન કાંસકડી છે હાથ રે,
વીરા પનોતા કીયાભાઈ. ભાભી સંચારે છે તેલ રે.
અમાગે ભર્યા રે કચોળડાં, રતન કાંસકડી છે હાથ રે,
મામા પનોતા કીયાભાઈ, મામી સંચારે છે તેલ રે.

---

૧ કન્યાના લગ્ન વખતે "લાડકડીને" એમ બોલવું.

## ગીત ૭૨ મું.

શ્રીકૃષ્ણની ઘરણી તમે નીદ્રા ન પોઢો,
અનીરૂદ્ધને તેલ ચડાવવા કે રૂક્ષ્મણી વહુને જાગવાં રે.
પ્રદ્યુમનની ઘરણી તમે નીદ્રા ન પોઢો,
અનીરૂદ્ધને તેલ ચડાવવા કે રતી વહુને જાગવાં રે.
ચંદ્રમાની ઘરણી તમે નીદ્રા ન પોઢો,
અનીરૂદ્ધને તેલ ચડાવવા કે રોહણી વહુને જાગવાં રે.
આદીતની ઘરણી તમે નીદ્રા ન પોઢો,
અનીરૂદ્ધને તેલ ચડાવવા કે રાન્ના દેવને જાગવાં રે.
ગણપતીની ઘરણી તમે નીદ્રા ન પોઢો,
અનીરૂદ્ધને તેલ ચડાવવા કે સીદ્ધી બુદ્ધીને[1] જાગવાં રે.

## ગીત ૭૩ મું.

નાણાવટી રે [2]લાડડાના કુઆરે,
નાણાં ખરચીને લાવ્યા હળધી રે.
હળધી પાવલાની પાસેર રે,
હળધી અડધાની અચ્છેર રે.
હળધી પોણાની પોણોશેર રે,
હળધી રૂપૈયાની શેર રે.
હળધી મોંઘેરી વેચાય રે,
હળધી કેળવી કીધી આછી રે

૧ આગળ ઘરનાં માણસોનાં નામ લઈ ગાવું.
૨ કન્યાના લગ્ન વખતે "લાડકડા"ને બદલે "લાડકડી" એમ બોલવું.

હળધી ચોળી લાડકડાની માસી રે,
હળધી કેળવી કીધી સોઇ રે.
હળધી ચોળે લાડકડાની કોઇ રે,
હળધી કેળવી કીધી આંકી રે,
હળધી ચોળે લાડકડાની કાકી રે.
હળધી કેળવી કીધા આંબી રે,
હળધી ચોળે લાડકડાની મામી રે.
હળધી કેળવી કીધી ધાડી રે,
હળધી ચોળે લાડકડાની માડી રે.



## ગીત ૩જું.*

જીરે પીઠીમાં કેસર કસ્તુરી,
  જીરે પીઠીમાં કહીયે કપુર–લાડકડાને પીઠી ચઢે.
જીરે પીઠીમાં અત્તર અરગજો,
  જીરે પીઠીમાં ચંદન ચુર–લાડકડાને પીઠી ચઢે.
જીરે દશરે દીશા આખા દેશમાં,
  જીરે પીઠીની પસરે સુવાસ–લાડકડાને પીઠી ચઢે.
પીઠી વાળે છે વાન શરીરનું,
  સાત સોનૈયાની સવાશેર–લાડકડાને પીઠી ચઢે.
ચઢે પીઠી તો ઉમદા અમીરને,
  જેને હોય લક્ષ્મીની લીલાલ્હેર–લાડકડાને પીઠી ચઢે.

---

* દલપત કાવ્ય ભાગ બીજો.

પીઠી નવારે નગરમાં નીપજે,
ત્યાંથી આવી અમારે દેશ લાડકડાને પીઠી ચઢે.
પીઠી ચંદ્રકળા જેવી ચળકતી,
પીઠી શીતળ ચંદ્ર સમાન–લાડકડાને પીઠી ચઢે.
પીઠી ચોળે સુવાસણ સુંદરી,
પીઠી ચોળે ને મંગળ ગાય–લાડકડાને પીઠી ચઢે.

## ગીત ૯૫ મું.

પીળો પીળો રે અળશીનો રંગ સોહેને પીળો રે મેં તો નીરખીયો.
મારા જીયાવર રે આજ તમને પીઠી ચડે છે, આજ મારે ઘેર સોહેજો,
રાતો રાતો રે કંકુનો છોડ, સોહેને રાતો રે મેં તો નીરખીયો.
મારા જીયાવર રે આજ તમને ચાંલ્લા કરીશું, આજ મારે ઘેર સોહજો.
લીલો રે નાગરવેલનો છોડ, સોહેને લીલો રે મેતો નીરખીયો,
મારા જીયાવર રે તમને પાન આપીશું, આજ મારે ઘેર સોહેજો.
ધોળો ધોળો રે મોગરડાનો રંગ, સોહેને ધોળો મેતો નીરખીયો,
મારા જીયાવર રે તમને હાર આરોપશું. આજ મારે ઘેર સોહેજો.
કાળો કાળો રે કાજળનો રંગ, સોહેને કાળો રે મેં નીરખીયો.
મારા જીયાવર રે, તમારાં નયણાં આંજીશું, આજ મારે ઘેર સોહેજો.

---

કન્યાના લગ્ન વખતે "જીયાવર રે" ને બદલે "બ્હેનીરે" એમ ગાવવું.

## ગીત ૭૬ મું.

+ એને વાને તે કોણ કોણ આવશે,
સાથે કઈ વહુ સરખી જોડ. કે વાનો અતિ રળીયામણો.
એને વાને તે અબીલજ ઉડી રહ્યાં,
કસ્તુરી તો અપરંપાર, કે વાનો અતિ રળીયામણો.
એને વાને કીયા ભાઈ આવશે,
સાથે કઈ વહુ સરખી જોડ, કે વાનો અતિ રળિયામણો.

## ગીત ૭૭ મું.

પુરી દોરે પુરી દોરે જ્યાવર જેમ ગુણવંતા હોજો રે,
પાપડ દોરે પાપડ દોરે, જ્યાવર જેમ પનોતા હોજો રે.
જીરૂ દોરે જીરૂ દોરે જ્યાવર જેમ જસવંતા હોજો રે,
રૂ દોરે રૂ દોરે જ્યાવર જેમ રૂપવંતા હોજો રે.
મીઠું દોરે મીઠું દોરે જ્યાવર જેમ મીઠા બોલા હોજોરે,
મામા પનોતા રે જ્યાવર મામી ચડાવે છે તેલ રે.
કાકા પનોતા રે જ્યાવર કાકી ચડાવે છે તેલ રે.
ફુઆ પનોતા રે જ્યાવર ફોઈ ચડાવે છે તેલ રે.
માસા પનોતા રે જ્યાવર માસી ચડાવે છે તેલ રે.
બનેવી પનોતા રે જ્યાવર બેની ચડાવે છે તેલ રે.

+ આગળ સગાંનાં નામ દઈ ગાવું.

## ગીત ૭૮ મું.

હાંરે તું તો ચોખાનો ચાંચી, ઘાણી પીલ સપરમે દહાડે,
માંહી પીલ ડમરો ને મરવો, માંહી પીલ તેલ ફુલેલ;
તે તેલ લાડકાને ચડશે, મોહડાં તે માની જાય કરશે,
નાહી ધોઇ બેઠા છે પાટ, જુએ છે દાદાજીની વાટ.

## ગીત ૭૯ મું.

જીરે સરસ્વતિ સ્વામીને વીનવું રે,
જીરે ગણપતી લાગવું પાયજી રે;
જીરે ખાંડની ખોળો ઉકળીને રે,
જીરે ઉપજોહઠ ઉનો કરીને રે.
તેલ સંચારી પીઠી ચોળી કરી રે,
ચાર મળી સોહાસણ સુંદરીરે;
તેણે કનક કટોરો કર અંબારે,
ચાલી ચાલી જસોદાને દ્વાર કુંવર નિહાળવારે.

## ગીત ૮૦ મું.

પીઠી પીઠી ચોળો રે પ્રીત આણીરે,
ઘાણી પીલે ચોખાનો એક ચાંચા રે;
માંહી પીલે ડમરો ને વળી મરવો રે,
પીઠી પીઠી ચોળો રે પ્રીત આણી રે.

પહેલી પીઠી ચોળે રે વરની માતા રે,
હાથ પગ ધોશેરે વરની કાકી રે;
મોહડા સુહાવશે રે વરની બેની રે
પીઠી પીઠી ચોળો રે પ્રીતઆણી રે.
બીજી પીઠી ચોળે રે વરની માસી રે
હાથ પગ ધોશે રે વરની મામી રે
મોહડાં સુહાવશે રે વરની ફોઈ રે



## ગીત ૮૧ મું.

પીઠી પાવલાની પાશેર
પીઠી અડધાની અચ્છેર
પીઠી રૂપૈયાની શેર
પીઠી આણી આપણે ઘેર
માંહી ભેળવ્યું તેલ ફુલેલ
પીઠી વાડકડે ઘોળાય
પીઠી લાડકડાને ચોળાય



## વરચઢાવાનાં ગીત.

### ગીત ૮૨ મું.

કુંવર હેલો લઇ ઘોડે ચડયા, એમના વ્હાલનાં હૈડાં રે ઠરીયાં
દહી દુધના ગોરસ ખાટાં, એમની વેરીનાં હૈડાં રે ફાટયાં
દહી દુધના ગોરસ ગળીયાં, એમના વ્હાલાનાં હૈડાં રે ઠરીયાં
કુંવર છેડે બાંધ્યો રે રૂડે, કુંવર લાડકડાને ઘડીએ ના ધારૂં
કુંવર અંબોડે જવ થોડા, તારા સસરા આપે છે ઘોડા
કુંવર અંબોડે જવ સાથી, તારી સાસુ આપે છે હાથી
કુંવર અંબોડે ખસરો ને ભસભ, જોવા મળીયા લાડકડાનો સંગ
કુંવર અંબોડે ઝાઝાં નથું, જોવા મળીયાં લાડકડાનાં સાસુ
કુંવર અંબોડે ઝાઝા હીરા, જોવા મળીયા લાડકડાના વીરા
કુંવર અંબોડે જવ ચોખા, જોવા મળીયા લાડકડાના કાકા
કુંવર અંબોડે જવ સામા, જોવા મળીયા લાડકડાના મામા
કુંવર અંબોડે જવ વેલો, જોવા મળી સૌ લાડકડાની બેનો

### ગીત ૮૩ મું.

કાશીવિશ્વનાથે સોરંગી ઘોડી મોકલી રે
માતા અનપૂર્ણાએ મોકલીયા શણગાર રે
સોરંગી ઘોડી જવ ચરે રે

થાશે થાશે મારો બહુ સજનો અસવાર
પાછળ તે મામા શોભતા રે
સોરંગી ઘોડી જવ ચરે રે

મામા કાયા ભાઈએ સોરંગી ઘોડી મોકલી રે
મામી કાયા વહુએ મોકલીયો શણગાર રે
સોરંગી ઘોડી જવ ચરે રે

## ગીત ૮૪ મું.

કાકણ દેશની ઘોડી રે, ઘોડી પાયે ઘુઘરા બંધાવો રે
આગળ ચામર ઢળાવો રે, પાછળ પીંછીઓ નંખાવો રે
એ ઘોડી કાયા ભાઈએ મોકલાવી રે
એ ઘોડીએ કાયા ભાઈ અસ્વાર રે

## ગીત ૮૫ મું.

ગઢ ગુજરપરેથી આવી છે લીલુડીશી ઘોડી રે
ઘોડલડીને પાયે સુંદર જડી ખાપ રે
દ્રવ્ય ખરચોજી ખરચોજી કુંવર લાડકડાના બાપ રે×
બાપ કાયા ભાઈ સોહાય રે
લાડકડા કીયા ભાઈ કન્યા લેવા જાય રે

× તે પછી કાકા મામા વીરા વિગેરે નામો લઈ આગળ ગાવું.

## ગીત ૮૬ મું.

પાવઠડે રે પગ દઈ ચડો રે જીયાવર
એની તે છેડલા સાહી રહ્યા
મુકો મુકો રે એની છેડા અમારા
તમારા કર અમે આપશું

## ગીત ૮૭ મું.

લાડીલા વર ચડો વરઘોડે
લુણ ઉતારૂ તારે વાંકે અંબોડે
દાદાજી કહે મારે એ વર વરવો
લાડણી કહે મારે એ વર પરણવો
લાડીલા વર ચડો વરઘોડે

## ગીત ૮૮ મું.

સાખે તે ઘર ધોળાવો, ઘર ધોળો ઘર ચીતરાવો
પહેલું પોતું નામ ઓરડેને, લખમીએ હોય રે ઉજેશ
બીજું પોતું નામ પરસાળેને, ગણપતિએ હોય રે ઉજેશ
ત્રીજું પોતું નામ માંડવેને, ગોત્રજે હોય રે ઉજેશ
ચોથું પોતું નામ વરઘોડેને, સાજને હોય રે ઉજેશ
એક હાથીડો રે લાવોને, એને બાંધો રાજદ્વારે
એને નીરોને દ્રાક્ષસમુળને, એને પાઓને અમીરસ નીરને

એક હાથરણી ઘેર લાવોને, એને આંબા પરસાળે
એને નીરોને દ્રાક્ષસમુળને, એને પાઓને અમીરસ નીરને
એની સુંઢ રંગાવોને સીંદુરે. એને ગળે ગજવટ ઘાલોને
એની ખાંધે દળકની મુકોને, એને માથે મોડ મુકાવોને
એની કોટે અરીરસા બંધાવોને, પગે તે પદમ લખાવોને
ભદ્ર જાગ્યા રે રૂપિ નગ્યા રે, જમનાં તીરે તોરણ બંધાવ્યાંને
હાંશી પરણ્યાને હાંશાનો ઉજાણ દેશના માળીને;
બોલાવ્યો છે વરને મામેને, એને આપ્યો છે માન પચાસને
આજ રે લાડકડો ભાણેજ પરણેને, ઘેર લાવે રે વર શણગારીને
માળીને ઘેર એક માલણને, તેને બોલાવી વરની મામીએ
આપ્યાં છે શ્રીફળ સાતને, આજરે લાડકડો ભાણેજ પરણે ને
ઘેર લાવે રે વર શણગારીને, ઘેર લાવે રે વનબનીહારને
લાવે રે મોડીયા ચારને, પહેલુંને ગુંથે પરવાળુંને
જેમ રંગે તે રાતું હોયને, બીજું તે હીરાસુલને
જેમ ઘણેરા દીપક હોયને, ત્રીજુંને ગુંથે માણેકને
જેમ મુલને મોંઘેરૂં હોયને, ચોથુંને ગુંથે મોતીસરને
જેમ ચુલને અમુલખ હોયને, કીયા ભાઇએ સ્થંભ રોપાવ્યાંને
કીયા ભાઇએ સાંકળ્યા છે સ્થંભને, કીયા જમાઇએ ન્હાવો લીધોને
કોણે તે આપ્યાં હસ્તીને, કીયા ન્હેને ખેળપાણી કીધાંને
કીયાં બેતાએ નાવણ કરાવ્યુંને, કીયા ફોઇએ લોઓં શરીરને
કીયાં ન્હેને તે અજપુજ કીધાને, કીયાં સાસીએ સાંકળા ચોખા કીધાને
કોણેને ભરીઆ ખુંપને, કોણે તે કુંભડાં નિહાળ્યાંને
કોણે તે નયણાં સમારયાંને, પાનના બીડાઓને
ત્યાં બેસાડો લાડકડા વરને, એની ફોઇ વધાવો ખુંપને

મહારાણીના દીવાને કીધો જુહારને, મહારાણીનો દીવો ત્રુઠયોને
વરને દરંગ આશાષ દીધીને, ઘણુ જીવો વરનો પરીવારને
તુંતો જમજે મોદક કંસારને, ગણપતીને કીધો જુહારને.
ગણપતિ ઉઠયાને દીધી આશાષને, ઘણું જીવો વરનો પરીવારને
તુંતો જમજે મોદક કંસારને, ગોત્રજને કીધો જુહારને
વરને દે છે આશીષને, ઘણું જીવો વરનો પરીવારને
તુંતો જમજે મોદક કંસારને, માંડીને કીધો જુહારને
વરને દે છે આશાષને, ઘણું જીવો વરનો પરીવારને
તું તો જમજે મોદક તે કંસારને, જ્યમ અમ ઘેર ભાવજ હોયને
તેમ તું જીવે ધોરી ધરાને, જ્યમ સૂર્ય તપેને રવી ઉપજે
તેમ તું જીવે ધોરી ધરાને, લક્ષવંતો લાવે લક્ષવંતીને
ગુણવંતો લાવે ગુણવંતીને, જેમ બ્હેન દે વીરાને આશાષને
તેમ તું જીવે ધોરી ધરાને, ચડીયો એ કાશીનો કોટવાળને
ચડીયો એ કીયા ભાઇની દુકાને. ચડીયો ચતુરસુજાણને .



## ગીત ૮૯ મું.

ધોડી અરણુ ચરણુ પગ મેલ, ધરતીમાતા ધમધમે,
કુંવર. સુતેલા સોડ તાણી, જગાડયા જાગે નહિ;
એમના બાપા મનાવી, માતા સીનવે
કુંવર કહોતો ચડાવું સોના સાંકળાં
તમારી વહુ સારૂ નવશેરહાર, કુંવર થઇને લઇ રવા.



## ગીત ૯૦ મું.

આજ તરસાળુડી માડીરે, શરણાએના પોંકીશ,
શરણાઓ ભરનું ખરસલું; ઉપર ભમરી હોય રે.
આજ તરસાળુડી માડી રે, રવઇએ ના પોંકીશ,
રવઇયો મહીનું ઘુંમણું, ઉપર ભમરી હોય રે.
આજ તરસાળુડી માડી રે, ધુસરે ના પોંકીશ.
ધુસરૂ ધોરીનાં ગ્રીવણું, ઉપર ભમરી હોય રે.
આજ તરસાળુડી માડીરે, મુસળે ના પોંકીશ,
મુસળુ તો શાળનાં ખાંડણું ઉપર ભમરી હોય.
આજ તરસાળુડી માડીરે, સંપુટે ના પોંકીશ.
સંપુટ ગાડવાનાં ઢાંકણું, ઉપર ભમરી હોય રે.
આજ તરસાળુડી માડીરે, ત્રાકડએ ના પોંકીશ.
ત્રાકડઓ હીરનાં કાંતણું, ઉપર ભમરી હોય રે.



## ગીત ૯૧ મું.

નાથ મેલો વ્હાલી બેનો, તમને દેશુ મોસાળમાં વેલો.
આજ સેવા ભાભી લાવું વ્હેલો, નાથ મેલો વ્હાલી બેનો.
સુંદીર ગીત મોસાળમાં ગાવા,
આવી હાજર માંડવે ચાવા;
મને દો પરણવા જાવા—નાથ
કહોતો આપુ ગાય ગરાસ,
ઉપર નોકર પાંચ પચાસ;
કાંઈ રાખુ નહિ કચાસ—નાથ

સુંદીર ભરતણો શણગાર,
રૂડો વાતતણો વિચાર;
લાડું ભાભી બહુ ગુણવાન—નામ



## ગીત ૯૨ મું.

શુકન જોઇને સંચરજો રે,
સામો મળીયો છે માળીડો રે
ફુલડાં આપી પાછો વળીયો રે
શુકન જોઇને સંચરજો રે
સામો મળીયો છે ગાંધીડો રે
શ્રીફળ આપી પાછો વળીયો રે
શુકન જોઇને સંચરજો રે,
સામો મળીયો છે કસીડો રે;
સાવળા આપી પાછો ફરીયો રે.
શુકન જોઇને સંચરજો રે,
સામો મળીયો છે જોશીડો રે;
મહુરત આપી પાછો ફરીયો રે.
શુકન જોઇને સંચરજો રે,
સામો મળીયો છે સરૈયો રે;
કંકુ આપી પાછો ફરીયો રે.

### ગીત ૯૩ મું.

ચંચળ ઘોડી તું ચાલને,
મથુરાં થકી આવ ઉડ પીડીના દાબડા;
પાયે મેદી લગાડી લાડી પુછે વર લાડણા,
ઘોડી કયાંથી મંગાવી દાદાજીના રાજમાં.
સોદાગર બેટજ લાવ્યા ચડીને દેખાડો વર લાડણા,
તારી જોડ ચતુરાઈ બન્યો વર ફાંકડો.

### ગીત ૯૪ મું.

લંકા ગઢના બનડા કે સોનાં લઇ આવજો બનડા,
ઓ બનડાજી ઓ રસીયાજી; આછો રંગ લાવજો બનડા.
કે લાડણીને કારણે બનડા, લંકા દેશના બનડા;
ઓ બનડાજી ઓ રસીયાજી, ગુલાબી રંગ લાવજો બનડા
કે લાડણીને કારણે બનડા, મુંબાઈ શહેરના બનડા;
કે સુરત શેરના બનડા, કે સાડીઓ લાવજો બનડા.
ઓ બનડાજી ઓ રસીયાજી, પીરોજી રંગ લાવજો બનડા,
કે લાડણીને કારણે બનડા કે સુરત શહેરના બનડા.

### ગીત ૯૫ મું.

ખડ ખાવો ખડ ખાવો રે ઘોડી પાણીડાં પીઓ,
મધ પીઓ મધ પીઓ તેજણડી જાવું છે પરદેશ:
અમારે તો જાવું ઘોડી લંકા ગઢને છે,
લંકા ગઢનો રાજા રે સુખીઓ સુતેલો રે જાગે.

હમારા તે કીયા ભાઈ ઝાઝાં સોનાં આસે,
આવડા તે સોને ભાઈ કોને કાજ કરીશ;
હમારે તે ઘેર અજબ લાડકડો તેના ખુંપ ભરીશ,
ખુંપ ભરંતાં રજ ખરશે તેની ટીલડી ઘડીશ.

## ગીત ૯૬ મું.

સાંઢણુલી શણુગારી રથો વર નગર વચ્ચે આજ,
જોતસીડાને હાટે ઉભો વર ઉભો પોતાજીને કાજ:
મહુરત પુછવા ઉભો વર ઉભો પોતાજીને કાજ,
બનો મેરે સબરે સલુણો મરઘાનયણી ઉપર જીવ વારૂ ગુલબાદ.
સાંઢણુલી શણુગારી રથો વર નગર વચ્ચે આજ,
ગાંધીડાને હાટે ઉભો વર ઉભો પોતાજીને કાજ.
શ્રીફળ વસાવા ઉભો વર ઉભો આપો આપ,
બનો મેરે સબરે સલુણો મરઘાનયણી ઉપર જીવડો વારૂ ગુલબાદ.
સાંઢણુલી શણુગારી રથો વર નગર વચ્ચે આજ.
માળીડાને હાટે ઉભો વર ઉભો પોતાજીને કાજ,
ખુંપને વસાવા ઉભો વર ઉભો આપો આપ;
બનો મેરે સબરે સલુણો મરઘાનયની ઉપર જીવડો વારૂ ગુલબાદ
સાંઢણુલી શણુગારી રથો વર નગર વચ્ચે આજ,
દોશીડાને હાટે ઉભો વર ઉભો લાડીજીને કાજ;
ચુંદડી વસાવા ઉભો વર ઉભો આપો આપ,
બનો મેરે સબરે સલુણો મરઘાનયણી ઉપર જીવડો વારૂ ગુલબાદ.

## ગીત ૯૭ મું.

સરસ્વત સ્વામીને વિનવું રે ગણપતિ લાગું પાય રે,
જીયાવર ગોકુળ જાજો પરણવા રે;
તમે કાળી ના પરણશો રે, કાળી તો કામણગારી કહેવાય રે—જીયાવર
તમે ગોરી ના પરણશો રે, ગોરી તો ગુમાન ભરી કહેવાય રે—જીયાવર
તમે ઉંચા ના પરણશો રે. ઉંચી ભીંટ જેવી કહેવાય રે—જીયાવર
તમે નીચા ના પરણશો રે, નીચા નીચ જાતિ કહેવાય રે—જીયાવર
તમે મધ્યવર્ગી પરણજો રે. એતો રાખશે કુળની લાજ રે—જીયાવર



## ગીત ૯૮ મું.

માલણ ગુંથી લાવ, ગુલાબીયલ ગજરો;
તારા ગજરાનો માનીશું મજરો—માલણ

જુઈ જાઈના ફુલ બહુ લાવી.
એના હારને ગજરા બનાવી;
વહેલી વહેલી તું આવજે બાઈ—માલણ

માલણ હાર ગજરા ગુંથી લાવે.
સારા સજ્જન કરમાં સુહાવે;
જેથી સાજને જશ બહુ આવે—માલણ

મારા કીયા ભાઈ ચતુરસુજાણ.
દેખી દેખીને ઉપજે વ્હાલ:
એના ઝુંપમાં ગુંજે ગુલાબ—માલણ

સહુ વખાણે નાગરી ન્યાત,
વળી સાળા સાળીનો સાથ;
ભલો ભલો કહે ભાઇના ભ્રાત—માલણ
શેરો ઝળકતી સુંદીર ભરીશ,
માંહી રંગીન ફુલ ગુંથીશ;
વળી ચળકતા તાર મુકીશ—માલણ
જેના ભાઇ છે છેલ છબીલા,
એમના પિતા છે સમર્થ પુરા,
તને દામ ન દેશે ન અધુરા—માલણ
જોઇ કળા કારીગરી કામ,
માલણ આપીશું ભામ ઇનામ.
વળી જવાહીર પણ મુલ્યવાન—માલણ
નથી અમારે ભાઇથી વધતું,
સોનું રૂપું મહેનતે મળતું;
ભાઇ દેખીને અંતર હરખું—માલણ
ભાઇની ભાવિ બેનોનો સાથ,
જોતી ઉભી ઘોડાની વાટ;
પ્રેમ પુષ્પોથી વધાવા માટ—માલણ
મહેનત ઉપર આપીશું માન,
કિંમત ઉપર દેશું ઇનામ;
તારી ચતુરાઇ કરજે તમામ—માલણ
માલણ ઘરની તું જુની પરાગ,
તારે સેવામાં આજ્યો છે લાગ;
માલણ મનમાં આવે તે તું માગ—માલણ

લગ્ન ગીત.

ફુલ દેવમંદિરમાં ચઢતાં,
માલણ તુજ પેર તે બહુ મળતાં;
માટે કેશવ બહુ વીનતી વદતાં—માલણ

ગીત ૯૮ મું.*

માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો,
તારા ગજરાનો માનીશું મજરો—માલણ
તારા ગજરાનું આપીશ મૂલ,
માંહી ગુંથજે ગુલાબનાં ફુલ;
જે તું કહીશ તે કરીશ કબુલ—માલણ
જેવી હોય તારી ચતુરાઇ,
તેવી કરજે તેમાં સરસાઇ;
કાંઇ બાકી ન રાખીશ બાઇ—માલણ
એવી કરજે કારીગરી એમાં,
જુગતી હોય જોવા જેવી જેમાં;
મોહ પામે મુનીવર જેમાં—માલણ
વર લાડકડાને કાજે,
એવો ગુંથજે ગજરો તું આજે
જેવો છત્રપતિને છાજે—માલણ
ગજરો મૂલ પામે મુલતાન,
સારો સારો કહે સુલતાન;
થાય ગુણીજન જોઇ ગુલતાન—માલણ

* દલપત કાવ્ય ભાગ ૨ જો.

એમાં જુગતી જોયા જેમ જાણી,
જુએ અંગમાં ઉમંગ આણી;
રીઝે રાજા અને વળી રાણી—માલણ
તને આપીશ હીરાના હાર,
વળી સોળ સારા શણગાર;
ઉપર હેમની મ્હોર હજાર—માલણ

## ગીત ૧૦૦ મું.*

ઘોડીયે ચડ્યા વરરાજ સંભાળી, પિતાંબરની પલટ વાળી.
ઘોડી છે રૂડી રૂપાળી રે લટકાળી, પેખી પંચ કલ્યાણી.
પંચ કલ્યાણી ને પંચ પ્રમાણી, વિગતે વડા વડા ભૂપે વખાણી,
જગતના જન સહુએ જાણેરે લટકાળી પેખી પંચ કલ્યાણી.
એ ઘોડી દેશ ઇરાનથી આવી, વરને ભાઇએ મુલ ખરચી મંગાવી,
ભૂપતિને મન ભાવીરે લટકાળી, પેખી પંચ કલ્યાણી.
જોતાં જોતાં ઘણે જતને જડી છે, નવરે દીને ઘડનારે ઘડી છે,
ચતુરના ચીતમાં ચડી છે રે. લટકાળી પેખી પંચ કલ્યાણી.
લક્ષપતીને વ્હાલી ઘણી લાગી, લાખ સોનૈયે સુલતાને માગી
ચાહ એની વરણાગીરે લટકાળી પેખી પંચ કલ્યાણી,
ચાલતી હંસીણી કુદતી હરણી, વિપ્ર કહે ધન્ય એને વિચરણી,
કવિ ન શકે ગુણ વરણીરે, લટકાળી પેખી પંચ કલ્યાણી.
ખરીદ કરી ધન ખરચીને આજે, ઘોડીલા છેલ છબીલાને કાજે,
છત્રપતિને છાજે રે લટકાળી પેખી પંચ કલ્યાણી,

---

* "દલપત કાવ્ય ભાગ બીજો."

## ગીત ૧૦૧ મું.*

મળ્યા વરઘોડે જન મોટા, લીધા હાથ ગુલાબજળ ગોટા.
નથી હારતોરાના તોટારે, સજની સાજનની જો શોભા;
આવ્યા શહેર સુબા સુલતાન, આવ્યા દીલ ડાહ્યા દીવાન.
આવ્યા બળીયા બાદુર ખાનરે—સજની
બન્યા વિચિત્ર બહુ સાંબેલા, કોઇ સુંદર ને અલબેલા.
જુઓ રૂડા શા વેષ ધરેલા રે—સજની
છુટે બહુ વિધિ આતસ બાજી, છુટે બંધુક પણ બહુ ઝાઝી.
આખું ગામ રહ્યું તેથી ગાજીરે—સજની
શોભે રથ ગજ ને સુખપાળ, ઘમકે બહુ ઘુઘરમાળ,
ઉડે અદભુત અબીલ ગુલાલરે—સજની
આરબી એરખ મન ભાવી, અંગરેજી પલટણ આવી.
વાજાં વિલાયતી તે લાવી રે—સજની

## ગીત ૧૦૨ મું.

વૈકુંઠથી માલણ આવી રે,
વીસ ક્રોડની વાડી રોપાવી રે;
રોપ રોપ માલણ અમો લઇશું રે,
ભાઇના ખુંપ હોંસે ભરીશું રે.
એમના ખુંપે જડીયા હીરા રે
વાડી ભરાવે ભાઇના વીરા રે;

* દલપત કાવ્ય ભાગ બીજો.

માંડવે આવળા ને સવળા આંઠા રે.
વાડી બરાવે ભાઈના કાકા રે.
માંડવે શોભે આકાશના ચાંદા રે.
વાડી બરાવે ભાઈના દાદા રે
માંડવે દીસે વળી રૂડા ઓપા રે:
વાડી બરાવે ભાઈના બાપા રે.

# ગીત ૧૦૩ મું.

લાડી લાડણી તે લખી કાગળ મોકલે રે,
વર મુકુંદના વહેલેરા આવ—ચતુર્ભુજ હવરે ચઢયા.
અરે હું કેમ આવું લાડણી એકલો.
દાતણ વીના વરરાયની જાન—ચતુર્ભુજ
અરે લાડીબાપે આવળો રોપાવીયા,
દાતણ કરશે વરરાયની જાન—ચતુર્ભુજ
લાડી લાડણી તે લખી કાગળ મોકલે રે,
કુંવર મોટાના વહલેરા આવ—ચતુર્ભુજ
અરે હું કેમ આવું લાડણી એકલો,
મર્દન વીના વરરાયની જાન—ચતુર્ભુજ
અરે લાડી કાકે જાવેલા પીઠાવીઓ,
મર્દન કરશે વરરાયની જાન—ચતુર્ભુજ
લાડી લાડણી તે લખી કાગળ મોકલે,
વર મોટેરા વહેલેરા આવ—ચતુર્ભુજ

અરે હું કેમ આવું લાડણી લાડણી એકલો.
નાવણ વીના વરરાયની જાન—ચતુર્ભુજ
અરે લાડી મામે સરોવર ગોડાવીયાં,
નાવણ કરશે વરરાયની જાન—ચતુર્ભુજ
લાડી લાડણી તે લખી કાગળ મોકલે.
વર વરણાગીયા વહેલેરો આવ—ચતુર્ભુજ
અરે હું કેમ આવું લાડી એકલો,
ભોજન વીના વરરાયની જાન—ચતુર્ભુજ
અરે લાડી વીરે રાંધણ રંધાવીયાં,
ભોજન કરશે વરરાયની જાન—ચતુર્ભુજ
લાડી લાડણી લખી કાગળ મોકલે,
વર નગીના વહેલેરો આવ ચતુર્ભુજ
અરે હું કેમ આવું લાડી એકલો,
મુખવાસ વીના વરરાયની જાન - ચતુર્ભુજ
અરે લાડી બાપે નાગરવેલો રોપાવીઓ.
મુખવાસ કરશે વરરાયની જાન—ચતુર્ભુજ

## ગીત ૧૦૪ મું.

લાડણી લખાવે કાગળ મોકલે,
વર શુદ્ધ ફુગના વહેલો આવ રે:
ચંપાવરણી રે રાજા રજ ઉડે.
હું કેમ આવું રે લાડણી એકલો, દાદા જોશીડાને હાટરે—ચંપાવરણી.
તમારે કાજેરે વરતાવે મહુરતો, અમે લગનોના હાંસરિ—ચંપાવરણી

લાડણી લખીરે કાગળ મોકલે, વર મોંઘેરા વહેલો આવરે—ચંપાવરણી
હું કેમ આવુંરે લાડણી એકલો, કાકા ડોશીડાને હારેરે—ચંપાવરણી
તમારે કાજેરે વસાવે કલછેલો, અમે દોશલાના હાંસારે—ચંપાવરણી
લાડણી લખીરે કાગળ મોકલે, મોટાંના વર વહેલો આવરે—ચંપાવરણી
હું કેમ આવુંરે લાડણી એકલો, મામા સોનીડા હારેરે—ચંપાવરણી
તમારે કાજેરે વસાવે કંડીઓ, અમે ગુજરીઓના હાંસારે—ચંપાવરણી
લાડણી લખીરે કાગળ મોકલે, વર વરણાગીઆ વહેલેરો આવ ચંપાવરણી
હું કેમ આવુંરે લાડણી એકલોરે વીરો માળીડાને હારે રે—ચંપાવરણી
તમારે કાજેરે ભરાવે વાડીઓ, અમે ખુંપલીઆના હાંસારે—ચંપાવરણી

## ગીત ૨૦૫ મું.

હારે જગ દાદાંરે, હારે જગ સાસરાં,
હારે જગ ચોમાસાની વેલરે,—ફુલ ભર્યો પંખો ક્યાંવરને શીર દઉં
કીયા ભાઇ રાણા, કીયા ભાઇ રાજીઆ,
કીયા ભાઇ દીલ્હીના દીવાન રે—ફુલ ભર્યો પંખો
કીયા ભાઇ ઘોડે, કીયા ભાઇ હાથીએ,
કીયા ભાઇ સુખપાલોના બેસનાર રે—ફુલ ભર્યો રે પંખો
કીયા ભાઇ ઘોડીયે કીયા ભાઇ પારણે,
કીયા ભાઇ હીંચકાના હીંચનાર રે—ફુલ ભર્યો રે પંખો
કીયા ભાઇ ચંપો, કીયા ભાઇ મેવડો,
કીયા ભાઇ ફુલ ગુલાબરે—ફુલ ભર્યો રે પંખો

કયા વહુ ઓરડે, કયા વહુ પરસાળે,
કયા વહુ મેડીએ બેસનાર રે—ફુલ ભર્યો રે પંખો
કયા વહુ બારીએ, કયા વહુ ઝરૂખલે,
કયા વહુ હીંડોળે હીંચનાર રે—ફુલ ભર્યો રે પંખો.



## ગીત ૧૦૧ મું.

હાંરે લાડણુવર તમે શાંના રે હોંશી,
હાંરે દાદાજી હમે હાથીડાના હોંશી;
ભાઇના હાથી ઘોરી સાથે ચલાવું—લાડા
નાતોના તડવી લાડા, ખોત ગુમાની લાડા.
શેરીના શેઢીઆ લાડા. ઉભા તે રહોને;
હાંરે લાડણુવર તમે શાંના રે હોંશી,
હાંરે મામાજી હમે ઘોડીલાના હોંશી;
—ભાઇના ઘોડા ઘોરી સાથે ચલાવું—લાડા
નાતોના તડવી લાડા, ખોત ગુમાની લાડા,
શેરીના શેઢીઆ લાડા ઉભા રહોને;
હાંરે લાડણુવર તમે શાંના રે પોંશી,
હાંરે કાકાજી હમે, સુખપાલોના હોંશી;
—ભાઇની સુખપાલો ઘોરી સાથે ચલાવું—લાડા
નાતોના તડવી લાડા. ખોત ગુમાની લાડા
શેરીના શેઢીઆ લાડા, ઉભા રહોને;
હાંરે લાડણુવર તમે શાંનારે હોંશી,
હાંરે વીરાજી હમે, સાજનના હોંશી;

—ભાઇને સાજન ધોરી સાથે ચલાવું-લાડા
નાતોના તડવી લાડા, બોત ગુમાની લાડા,
શેરીના શેઠીઆ લાડા, ઉભા રહોને.

## ગીત ૧૦૭ મું.

કીયા ભાઇના સામા સામી ઓરડા,
કીયા ભાઇની સુરજ સામી પોળ;
વિરમળ વારી જાઉ.[1]

કીયા ભાઇના હાથી ઝુલે બારણે,
કીયા ભાઇની દરબારે દીવાનગીરી;
કીયા ભાઇના દરબારીનાં તેડાં,
વિરમળ વારી જાઉ.

કીયા ભાઇના હાથી ઝુલે બારણે,
કીયા ભાઇને હાથે સોના સાંકળાં:
કીયા ભાઇને દસ આંગળીયે વેઢ,
વિરમળ વારી જાઉ.

કીયા ભાઇના હાથી ઝુલે બારણે,
કીયા ભાઇને માથે મેવાડી પાઘડી,

---

૧ "વિરમળ વારી જાઉ" ને બદલે "નિરમળ વારી જાઉ" પણ પાઠાંતર છે.

૨ આ કડીને બદલે ઘણી વાર "નાગરોના હાથી ઝુલે બાગમાં" પણ ગવાય છે.

કીયા ભાઇને રૈશમીઆ સુરવાળ,
વિરમળ વારી જાઉં.
કીયા ભાઇના હાથી ઝુલે બારણે,
કીયા ભાઇની કેડે કટારી વાંકડી;
કીયા ભાઇને શેરોહીયા તરવાર,
વિરમળ વારી જાઉં.
કીયા ભાઇના હાથી ઝુલે બારણે.

## ગીત ૧૦૮ મું.

બનડાજી તમે પરણવા પધારો,
સદગુણ તન શણગારો, રાજ બનડા;
જો પવિત્રતા રૂપી પિતાંબર ધારો,
શોભે વેષ તમારો, રાજ બનડા
જો જ્ઞાન તણો ઝગમગતો પ્હેરો જામો,
તો પૂરણ શોભા પામો, રાજ બનડા
શિયળ ગુણનો શારબંધ રૂડો શીર બાંધો
તો વળતી ન રહે વાંધો, રાજ બનડા.
શુભ લક્ષણના તોરા તે પર લટકાવો
તો સહુને મોહ ઉપજાવો, રાજ બનડા
જો શરમ તણો સુરમો આંખમાં આંજો.
તો કોઇથી કદી ના ગાંજો, રાજ બનડા

* દલપત કાવ્ય ભાગ બીજો.

જો મધુર વચનની કંઠે કંઠી પ્હેરો,
તો ચળકે સુંદર ચ્હેરો, રાજ બનડા.
જો હૈડે ધારો હીંમત હીરાનો હાર,
તો પ્રગટે તેજ અપાર, રાજ બનડા.
જો પરમારથની પોંચી પોંચે ધારો,
તો શોભે હાથ તમારો, રાજ બનડા,
જો ક્ષમા રૂપી ખર ખડગ કર ધરશો,
તો જગ જીતી વશ કરશો, રાજ બનડા.
ઉદ્યોગ સ્વરૂપી ઉત્તમ ઘોડે ચઢશો,
તો રીધસિધ સર્વને વરશો. રાજ બનડા.
જો શુભ જશ કેરાં વાજાં જગમાં વાગે,
તો બીજાં નકામાં લાગે, રાજ બનડા.
જો વિદ્યાની વરમાળી ઓપે અંગે,
તો સાજન રહેશે સંગે, રાજ બનડા.
જો અવગુણ કેરી કરશો આતસબાજી,
તો રે'શે ઇશ્વર રાજી, રાજ બનડા.

## ગીત ૧૦૯ મું.

મુલતાનથી ઘોડી રે આવી, મુલતાનના વાજીંત્ર લાવી,
ઘોડી ચાલે ત્યાં કંકુનાં પગલાં, ઘોડી રણહણે મોતીના ઢગલા.
કીયા ભાઈ લાખ કમાયે, કઇ વહુને હરખ ન માયે,
કીયા ભાઇ તે એણીને ગેણી, કઇ વહુને સોનાની ગેણી.
કયા ભાઈ તે ગામના મેતા, કઈ વહુના વાંકા સેંથા,

કયા ભાઇ તે મેના ને મુનશી, કઇ વહુને બેસવા ખુરસી.
કયા ભાઇ તે લાલ પાઘડીએ, કઇ વહુ કોસંબા ઘાટડીએ.
કઇ બેનને પેરવા સાળુ, કઇ બેન તે રીસનું જાળુ,
કયા ભાઇ તે આણી ને દાણી, કઇ વહુ તે ઘરનાં ધણીયાણી.



## ગીત ૧૧૦ મું.

બનડાજી રે દીલ્લીને દરવાજે નોબત વાગે છે,
સતી સાહેલી સહુ જાગેરે રાજ—
આજરે સાહેલીનો બનડા રે.
બનડાજી રે લંકાગઢ વ્હાણુ પુરાવો રે,
ત્યાં થકી સોનાં મંગાવો–રાજ—
આજરે સાહેલીનો બનડો રે.
બનડાજી રે જીયાવર ગુલાબનો ગોટો રે,
બનડી બુરાનપરી છોગો–રાજ—
આજ રે સાહેલીનો બનડો રે.



## વેવાઇના માંડવા પાસે ગાવાનાં ગીત.

### ગીત ૧૧૧ મું.

એક લીલી તે લીલી લીલડી,
એક લીલના જડીત્ર કમાડ રે—જગ લીલડી.

એક અમદાવાદ ગામને આંદરે,
મ્હારી જાનનાં થયાં ઘમસાણુરે—જગ લીલડી.

મ્હારૂ સાજન દેખી વ્હેવાઇ બી ગયા,
મ્હારા કીયા ભાઇએ સાનમાં સમજાવીયા—જગ લીલડી

તમે ન બીશો કીયા ભાઈ બાપડા,
તમારી ભલેરી રહેશે લાજરે-જગ લીલડી.

### ગીત ૧૧૨ મું.

તાંબાકુંડી તે નગર સોહામણી,
માંહી ભરીયાં રે ગવરીનાં ઘી;
સાહેલીનો આંબો મોરીયો.

મારા કીયા ભાઈની મેડીયે દીવા બળે,
પેલા વ્હેવાઇને રે ઘોર અંધારૂં—સાહેલીનો

મારા કીયા ભાઇનાં વાજાં વાગીયાં,
પેલા વ્હેવાઇનાં રે ગડગડીયાં નીશાન—સાહેલીનો

## ગીત ૧૧૩ મું.

શેરી શેરી ઘુઘરડા વાગે છે, કોઇ ઉમરાવજાદો આવે છે,
કોઇ જાણુ કરો પીછાન કરો, પેલા નવલા વ્હેવાઇને જાણુ કરો;
એની શેરી તો છે સુગાળી, એની ઘર ધણીયાણી છે કાળી.
વેવાણ લેજે રે તું સોપારી, તારે બારણે આવ્યા વ્હેપારી,
વેવાણ લેજે રે તું સુપડલું, તારા ભવનું ભાગ્યું દુખડલું;
વેવાણ નવ જાણીશ વર કાળો છે, એ તો મોતીનો દાણો છે.

## ગીત ૧૧૪ મું.

એક વેવાઇની શેરીમાં હાક પડે, હલકાર પડે,
સામી શબ્દ કરે, નિશાન ઢળે, કોઈ ઉમરાવજાદો આવે છે;
આવ્યો આવ્યો વાસુદેવનો નંદ, પુનમ કેરો ચંદ.
દીવા કેરી જ્યોત, ભર્યાં ભર્યાં અંજવાળાં રે,
તું તો માગે રે તું તો માગ મારા વીરા, જે માગે તે આપું રે;
હું તો માગું રે માગું ચડણુ ઘોડો, ને દુઝણુ ઝોટી,
વહવારૂ રે મોટી કીયા ભાઈ[1] કેરી બેટી રે.

## ગીત ૧૧૫ મું.

ચાંદા સરખું ચાંદરણું, આશી અજવાળી રાત રે.
સોનૈયે વળ્યા સેવળ, રૂપૈયે વળ્યો છે હાટરે.
ઝાઝા હીરા રે ઝાંખા પડયા, મોતીડાં વળઆં જાજરે,
એ દ્રવ્ય ખરચ્યાં–ભાઇ બેટી કેરે કાજરે.

---

1 અહિં કન્યાના પિતાનું નામ બોલવું.

## ગીત ૧૧૬ મું.

સાસુ લેને ભામણુલાં, એ વર સોયે પળે પુરો,
સાસુ પુછે છે એ વર બહુ સઘનો
તારે કેટલા છે કાકા જેવા માન સરોવરના આંકા,
એવા લાડવાયાના કાકા—સાસુ
તારે કેટલા છે વીરા જેવા હડમચ ગઢના હીરા,
એવા મોટેરાના વીરા—સાસુ
તારે કેટલા છે મામા જેવા માન સરોવરના આંબા,
એવા લાડવાયાના મામા—સાસુ
તારે કેટલી છે બેનો જેવી ઘમ ઘમતી વેલો
એવી મોંઘેરાની બેનો—સાસુ

## ગીત ૧૧૭ મું.

પાધર ઢોલ ઢમકયાં ને જાગ્યો એ લાડીનો બાપ,
ન ઝબકીશ વ્હેવાઈ બાપડા, ઘેર આવી છે મોટાની જાન;
વ્હેવાઇની શેરી છે સાંકડી કીયા ભાઇના ઘોડીલા ન સમાય.

## ગીત ૧૧૮ મું.

લાડીએ બાપ જગાડીઓ, માંડવે આવડો શો સોરરે;
કે રે આવ્યો રે રાણો રાજીયો, કે રે આવ્યો સુલતાન રે.
કે રે ચંદ્રમાએ ગ્રેહે દીધો, કે રે ઉગ્યો છે ભાણુ રે,
નથી રે આવ્યો રાણો રાજીયો રે નથી આવ્યો સુલતાન રે.
પુત્ર આવ્યો રે કીયા ભાઇ તણો રે, તે સરે આવડો છે સોરરે.

કાંઈ આ જોને કાંઇ મ્હેનદીયાં કાંઇ અચરત દીઠું રે.
એક નાનકડાશો કૃષ્ણ કુંવારો, તે તો બાટજ બેઠો રે.
ઘોડીઆર ગંગાને પાર પેલી, પાર શીતળ છાયા રે,
ઘોડી ગાંબ માણેકને સ્થંભ, તેજ ઘોડી ઉદે ઉદે ચાલે રે.

## ગીત ૧૧૯ મું.

એક કેવડા જગ જેવડા, કેવડાનાં રાતાં ફુલ રે
કેવડાનું નહિ મુલરે
મારા પ્યારા ભાઇ વ્હેવાઈ તમને વીનવું.
ભલાં પાથરણાં પથરાવો રે
મારા પગ સુજીને થયા થાંભલા;
પેલો વ્હેવાણને નહિ સાંનરે.

## ગીત ૧૨૦ મું.

પાતળી સોટીના ચાબકોરે તેનાં ડાળ નમી નમી જાય
ડાળ નમે એ નાજુક નમેરે એના નમીગેલા સાજન લોક
વેવાઇ લખી કાગળ મોકલેરે મારા નવલા વેવાઈ વહેલો આવ;
હું કેમ આવું રાણા રાજીયોરે મારૂ રાયદળ કહી ન સમાય.
હાથીડા ઉતારૂ હાટ શેરીયેરે તારા ઘોડીલા ઘોડાની ઘોડાર
વહેલો ઉતારૂ વાડોલીએરે તારી સુખપાલો સંખ્ય પાર
જાનૈયા ઉતારૂ છજાં મેડીએરે તારી જાનરણી પઠીરે પરસાળ
જાનૈયાને જમણુ ખાજાં લાડુઆરે તારી જાનરણી જમેરે કંસાર
જાનૈયાને મુખવાસ લવીંગ એલચીરે તારી જાનરણીને ફોફળ પાન.

## ગીત ૧૨૧ મું.

........ભાઇ કાગળ મોકલે તે મારે મન રાજ
વેવાઈ વહેલા આવજો તે મારે મન રાજ
ચાંપલીઆ રોપાવજો તે મારે મન રાજ
દુધડીયે સીંચાવજો તે મારે મન રાજ
સુંદર ને અલબેલો લાડણો મારે મન રાજ
ગુલાબનો ઘેર્યો લાડણો, મારે મન રાજ
પાનનો પાતળીયો લાડણો મારે મન રાજ
લવીંગનો લહેરો લાડણો, મારે મન રાજ
અત્તરનો મેહેક્યો લાડણો મારે મન રાજ.

## ગીત ૧૨૨ મું.

મોટાનું દળ આવ્યું દળ આવ્યું રે, માંડવામાં ન સમાયું ન સમાયું રે,
જીઆવરના આવ્યા વીરા, માંડવે સેકાવો શીરા.
કેશરીયા જાન લાવ્યા જાન લાવ્યા રે,
જાનમાં તો આવ્યા મોટા જળ ભરી લાવો લોટા
કેશરીયા જાન લાવ્યા જાન લાવ્યા રે.
જાનમાં તો આવ્યો સીંધી, સીધી દેખી વેવાણ બીધી.
કેશરીયા જાન લાવ્યા, જાન લાવ્યા રે
જાનમાં તો આવ્યા મુનશી, માંડવે મુકાવો ખુરસી.
કેશરીયા જાન લાવ્યા જાન લાવ્યા રે,
જાહરણીએ પહેર્યા અમર, માંડવીઓને આવ્યા તંમર.
કેશરીયા જાન લાવ્યા, જાન લાવ્યા રે.

છપ્પાવરને ટોકે કંડી, માંડવે વેવાણુ વંડી,
કેશરીયા જાન લાવ્યા જાન લાવ્યા રે.

## ગીત ૧૨૩ મું.

મોર તારી સોનાની ચાંચ,
મોર તારી રૂપાની ચાંચ;
સોનાની ચાંચરે મોરલો મોતી ચરવા જાય.
મોર જજે ઉગમણે દેશ,
મોર જજે આથમણે દેશ
વળતાં જજે રે વેવાઇને માંડવડે હો રાજ
વેવાઈ મારા સૂતો હોય કે જાગ
વેવાઈ મારા સૂતો હોય કે જાગ
ભાઇ વરરાજે ભાગોળ ઘેરી માણુરાજ.
ભાગોળે કાંઇ ચમર ઢોળાવ
ભાગોળે કાંઇ ચમર ઢોળાવ
ચમરનો હોંસી વીરો મારો આવે માણુરાજ.
વેવાઇ મારા સૂતો હોય તો જાગ
વેવાઇ મારા સૂતો હોય તો જાગ
ભાઈ વરરાજે મારગડા ઘેર્યા માણુરાજ
મારગડે કાંઈ છાંટણાં છંટાવ
મારગડે કાંઈ પાણીડાં છંટાવ
ઠંડકનો હોંસી વીરો મારો આવે માણુરાજ.
વેવાઇ મારા સૂતો હોય તો જાગ

વેવાઇ મારા સુતો હોય તો જાગ
ભાઇ વરરાજે શેરીઓ ઘેરી માણુરાજ
શેરીએ કાંઈ ફુલડાં પથરાવ
શેરીએ કાંઇ ફુલડાં પથરાવ
સુગંધીનો હોંસી વીરો મારો આવે માણુરાજ.
વેવાઇ મારા સુતો હોય તો જાગ
વેવાઇ મારા સુતો હોય તો જાગ
ભાઇ વરરાજે તોરણો ઘેર્યાં માણુરાજ
તોરણે કાંઇ તંબોળ છંટાવ
તોરણે કાંઇ તંબોળ છંટાવ
તંબોળનો હોંશી વીરો મારો આવે માણુરાજ
વેવાઇ મારા સુતો હોય તો જાગ
વેવાઇ મારા સુતો હોય તો જાગ
ભાઇ વરરાજે તોરણો ઘેર્યાં માણુરાજ
માંડવડે કાંઈ લાડકી પધરાવ
માંડવડે કાંઇ લાડકી પધરાવ
લાડકડીનો હોંશી વીરો મારો આવે માણુરાજ
વેવાઈ મારા સુતો હોય તો જાગ
વેવાઈ મારા સુતો હોય તો જાગ
ભાઈ વરરાજે તોરણો ઘેર્યાં માણુરાજ
ગોત્રજે કાંઇ રમતો મંડાવ
ગોત્રજે કાંઇ રમતો મંડાવ
રમતોનો હોંશી વીરો મારો આવે માણુરાજ.

## વર પોંખતી વખતે ગાવાનાં ગીત.

### ગીત ૧૨૪ મું.

સીતાને તોરણ રામ પધાર્યા,
લેજો પનોતી પહેલું પોંખણું;
પોંખતાં રે વરની ભમર ફરકી,
આંખલડી રતને જડી.
રવાઇએ વર પોંખો પનોતાં,
રવાઇએ ગવરી સોહામણાં;
સીતાને તોરણ રામ પધાર્યા,
લેજો પનોતી બીજુ પોંખણું.
ધોંસરીયે વર પોંખો પનોતાં,
ધોંસરીયે ધોરી સોહામણાં;
સીતાને તોરણ રામ પધાર્યા,
લેજો પનોતી ત્રીજું પોંખણું.
તરાકે એ વર પોંખો પનોતાં,
તરાકે રેંટીડા સોહામણા;
સીતાને તોરણ રામ પધાર્યા,
લેજો પનોતી ચોથુ પોંખણું
પીંડીયે એ વર પોંખો પનોતાં,
પીંડીયે હાથ સોહામણા.

## ગીત ૧૨૫ મું.

નીસર હેલડી ઘેલડી નીસર કન્યાની માડી,
લાડકડો વર લુકશે, સુકશે મુખના તંબોળ;
ઉંઘતી સુંઘતી નીસરી, કાંચળી રહી કમાડ,
ડોલતી ડોલતી નીસરી, ભલીરે ભાદરવાની ભેંસ.



## ગીત ૧૨૬ મું.

(બાણુનો માંડવો)

આવી છે બાણુને માંડવે રે, જાદવકુળની જાન,
અનિરૂધજી આવીયા તોરણે રે, જાણે પ્રગટયો છે ભાણ;
બાણુ સાહીને ઉભા રહ્યા રે, નજરે ન્યાળોની રૂપ,
રૂડો દીસે વર રાજીયો રે, કોટી કામ સ્વરૂપ.
કોણ તે ભાગ્ય છે આપણાં રે, મળીયા કૃષ્ણ વહેવાઈ,
આપણે ભાગ્યે આવી મળ્યા રે, અનિરૂધ સરખા જમાઈ;
વર કન્યા વાતો કરેરે, બોલે મધુરાં વચન,
મુખથી શ્રીનાથજી બોલીયા રે ક્યાં છે પાંખણ થાળ.
લગ્ન ઘડી વહી જાય છે રે, ચાલો થાય છે અસુર,
જમણા તે કરમાં ઝારી ધરી રે, ડાબા કરમાં છે થાળ,
પુંહળ નારી અસુરનીરે, બોલે મધુરાં વચન.
ધુંસળ મુસળ રવૈયો રે, સરીયો સંપુટ ત્રાક
દડી પીંઠીનાં ઓવારણાં રે, પ્રેમે તાણ્યાં છે નાક,
પહેલું તે આચમન આપીયું રે, બીજું તાંણ્યું લલાટ.

રાગ ફેર.

પોંખી પારવતી વરને તેડે રે, જ્યાં અનિરૂધ ચઢીયા છે કેડે રે.
મામા કન્યાને પધરાવો રે;
વરે સાહ્યાં કન્યાબાઇનો હાથ રે, ત્યાં તો બેઠો જાદવકુળનો સાથરે.
ત્યાં તો બાણુમતી દે કન્યા દાન રે.
ત્યાં તો પહેલું મંગળ વરત્યું રે, પહેલું મંગળ હરતું ફરતું રે,
બીજે મંગળે થર પાનેતર રે, ત્રીજે મંગળે હસ્તિ હજાર રે;
એવાં મંગળ વરત્યાં છે ચાર રે;
ત્યાં તો કંસાર પીરસ્યો રૂડી રીતે રે, વર કન્યા પરણ્યાં પુરણ
—પ્રિતે રે.



## ગીત ૧૨૭ મું.

સાંબેલે ના હરગો રે સાસુ, સાંબેલું તારે ખાંડવા જોઇશું,
છડી પાડીએ ન હરગો રે સાસુ, છડી પીડ તને સારાવા જોઇશું.
તરાકે ન હરગોરે સાસુ, તરાક તને સીરાવા જોઇશું,
વેલણે ન હરગો રે સાસુ, વેલણ તારે વણવા જોઇશું.
સરીઆએ ન હરગો રે સાસુ, સરીઆ તો તારા બાપના પરીઆ,
વરણએ ન હરગો રે સાસુ, રવઇયો તને વલોવા જોઇશું.



## માંયરાનાં ગીતો—મંગળાષ્ટકો.

(૧)

શ્રીમન્મંગલ ઇષ્ટ દેવ તમને સર્વે મળીને અમે,
સાષ્ટાંગે નમીને વિનંતિ કરીએ ઉત્સાહથી આ સમે;
માગીએ વરદાન મંગલ અમે આપો તમે નિશ્ચલ,
પૂર્ણાત્મા પરમેશ્વરા પ્રભુવરા નિત્યે કરો મંગલ. ૧
શોભે છે વરરાજ મંડપ વિષે શોભે સુમિત્રો જનો,
શોભે સુંદર કન્યકા કુલવતી આનંદ વાધે ઘણો;
સ્વસ્તિવાચન મંત્ર મંગલ ભણી સર્વે મળી મંડલ,
ઉચ્ચારે જય ધન્યવાદ પ્રભુના નિત્યે કરો મંગલ. ૨
કન્યા છે કુલદીપિકા ગુણવતી વિદ્યાવતી શ્રીમતી,
પ્હેરીને પરિધાન મંગળ રૂડાં આનંદ પામે અતિ;
કંઠે મંગલસૂત્ર સુન્દર દીપે મુક્તાફલો ઉજ્જ્વલ,
પામો એ પ્રિય કન્યકા સુખ ઘણું નિત્યે કરો મંગલ. ૩
કન્યાદાન વિધાન બ્રાહ્મવિધિથી મિત્રો સમીપે કરી,
બન્નેનાં કુલ ગોત્ર નામ ક્રમને વિસ્તારથી ઉચ્ચરી;
અર્પીને વરહસ્તમાં ત્રિવિધિ થકી તાંબુલ પૂગીફલ,
દે છે આશીષ માત તાત મળીને નિત્યે કરો મંગલ. ૪
બ્રહ્મોપાસન મંગલાર્ચન કરી પાયે અમે લાગીએ,
પ્રેમાર્ઘ્યો અરપી પરાત્પરપદે હર્ષે થકી માગીએ;
આપો દંપતીને દયાનિધિ તમે સૌભાગ્ય આયુર્બલ,
યોગ ક્ષેમ પ્રસાદ પામી પ્રભુના નિત્યે કરો મંગલ. ૫
કન્યાના પિતુમાત ભ્રાત સહુદો વંદે જગાધીશને,

વંદે વિપ્રજનો વિવાહસમયે આશીષમંત્રો ભણે;
વંદે છે વર કન્યકા કર ગ્રહી માગે મતિ નિર્મલ,
આપીને જગદીશ ઇશ્વર તમે નિત્યે કરો મંગલ. ૬
આશિર્વાદ સુવાસિની જન બધાં આપે મળી મંડલ,
હર્ષોત્સાહ થકી વધાવી વરને ગંધાક્ષતો મંગલ;
ગાઇને મધુરે સ્વરેથી સઘળાં ગીતો મહા મંજુલ,
માગે છે કુશલાં રહો વરવધૂ નિત્યે કરો મંગલ. ૭
સર્વે વૈભવ ભોગવી સુખી રહે વર્તે સદા સ્નેહથી,
પાળે દંપતીધર્મ મંગલ બધા ચાલે રૂડી રીતિથી;
પામે શ્રી પ્રભુની કૃપાથી સઘળાં કાલ્યાણકારી ફલ,
એ છે પ્રાર્થન નમ્ર નાથ તમને નિત્યે કરો મંગલ. ૮

સ્વ. સરદાર રા. બા. ભોળાનાથ સારાભાઇ.



## મંગળવચન.

માતા મંગલ લગ્ન સાધન થવા હર્ષે શકી આવીને,
હસ્તે સુન્દર હેમ પાત્ર ધરીને વંદી મહાદેવને;
માગે છે વર કન્યકાકર વિષે શાન્ત્યર્થ અર્પી જલ,
દીર્ઘાયુષ્ય સુભાગ્ય હો ઉભયને નિત્યે કરો મંગલ. ૧
તે વેલા શુભ લગ્ન છે શુભ ઘડી નક્ષત્ર તારા બલ,
તે વેલા અનુકૂલ સર્વ ગ્રહ છે છે શ્રેયકારી ફલ;
જે વેલા પ્રભુનામ મંગળ ભણે તે પુણ્યકારી ફલ,
બોલો શ્રી જય દેવ દેવ સઘળાં નિત્યે કરો મંગલ. ૨

સ્વ. સરદાર રા. બા. ભોળાનાથ સારાભાઇ.

(૨)

જ્હેના લક્ષ્ય અલક્ષ્ય રૂપ મહિં છે શાન્તિ નિવાસી રહી,
જ્હેના દિવ્ય પ્રભાવમાં અખિલ આ સૃષ્ટિ પ્રકાશી વહી;
જે જ્ઞાતા પરમાત્મથી પ્રકટિયાં બ્રહ્માંડ, શાં ઉજ્વલ ?
તે વિશ્વેશ કૃપાલ આ વરવધૂને દ્યો સદા મંગલ !

જ્હેણે વ્યોમ સુહાવિયું ઝળકતા અર્પી શશિ તારક,
જ્યોતિ અદ્ભુત સૂર્યમંડલ દીધું, જે વિશ્વ-ઉદ્ધારક
જ્હેની પ્રીતિ ઝરન્તી ગાન મધુરૂં અદ્વૈતનું નિર્મલ,
આપો તેજ પવિત્ર જીવન પ્રભુ આ યુગ્મ ને મંગલ !

નીતિજ્ઞાન ઉરે સુતન્વી સુશીલા બાલા રૂડાં ધારતી,
શોભે ભૂષણુ ભક્તિપ્રેમ ગુણુનાં આનન્દપુષ્પો અતિ;
દીપાવી ગૃહધર્મસેવન મીઠું સૌન્દર્ય ને દેવલ,
સૌભાગ્યે પ્રિય પ્રેમપાન કરજો: થાઓ સહુ મંગલ !

શીળા દૈવી પ્રકાશમાં સુલલિતા બાલા ઉષા મ્હાલતી,
સ્નેહાળા પતિસૂર્યના હૃદયમાં ઉલ્લાસ સંચારતી;
એવાં રમ્ય અવર્ણ્ય પ્રેમ લહરે હિન્દોલતાં મંજુલ,
એકાકાર જીવિત દંપતી તણાં નિત્યે બનો મંગલ !

લાવે સ્મિતભર્યાં સુખો પળ કદી, કો ગાઢ દુઃખાવલી,
સંકષ્ટો ઉર ઘોર છાય, ગગને ઘેરી ઘુમે વાદળી;
પ્રેરી અમૃતવાયુ શાન્તિમધુરો, શ્રદ્ધાતણું દ્યો બળ,
પ્રાર્થે આ, પ્રભુ ! યુગ્મનાં પ્રિયજનો, સર્વે કરો મંગલ !

સદ્ધર્મે સુનીતિપથે વિહરતાં, કાર્યો કરે ઉજળાં,
સંપત્તિસબળાં રહી સુયશ ને કલ્યાણ પામે ઘણાં;

વાટિકા જગની મહિં યુગલ આ પ્રેમાળને વિમલ,
પામો સૌખ્યકુસુમની પરિમલો રેલન્તી સુમંગલ !

ચંદેલી શુભ લગ્ન નન્દન જુવે દેવાંગના, દેવતા,
દીપે અંબર સૌમ્ય હર્ષકિરણે સંગાન-નાદો થતા;
પ્રીતિ ભક્તિ ભરી પ્રભુજીવનની પેલી અમોલી પળ,
ઓલાને સુખ-સત્ય-પુણ્ય ઝરણાં, સિંચો બધે મંગલ !

પામો સિદ્ધિ અપાર, બુદ્ધિ સજળી, ધર્મામણે રહો મન,
પામો સ્નેહસુગન્ધ શીતળ, અમીમીઠું રૂડું જીવન;
વાર્યાએ જગદીશ નમ હૃદયે કાન્તિ વધો ભૂતલ,
ને રહેજો નવદંપતીઉર પ્રીતિમાલા સદા મંગલ !

રચનાર: સ્વ. બિન્દુભાઈ જસવંતરાય, બાલસમાજ

## મંગલાષ્ટક ૩ જુ.

(૩)

( શાર્દૂલવિક્રીડિત. )

મેઘ મુસળધાર ગોકુળ સહુ વ્યાકુળ ભાળી બળે,
લૈ ગોવર્ધન ઉચકી મૂળથકી તોળ્યો જ એકાંગુલે;
ઉતાર્યો મદ ઇન્દ્રનો પળમહિં, આનન્દ વિશ્વે સજ્યો,
—તે લીલા-તનુધારી બાલ વ્રજના ! ઉલ્લાસ અમ્ને અરો.
મેરાં ગાન લવી વહે ધસમસી સૌન્દર્ય-સ્રોતસ્વિની,
ઢાંકી ના શકતી તરંગ હૃદયે સૌભાગ્ય આકાંક્ષિણી
ત્હેને ગંભીરતા ભૂલી નિરખતા અભિમાની આતુરતા,
પીલાવો હૃદયદ્વયે રસભરી પ્રેમોર્મિની એકતા.

રૂપેરી સરનાં અમીભર્યાં જળમાં જ્યાં રાજહંસો તરે,
મોતીને ચુમતાં ચરીર ઊજળી ચંચૂ હીરાની ઝગે:
એવાં માનસરોવરો—સમાં દીસે વિશ્વે કુટુમ્બો બધાં,
તેમાં હંસની જોડલી—સમ દીપો, સંસાર માણી સદા.
માયા હો જયમોહિની અજબ જે જાદુભરી વિલસે,
કલ્લોલો કરતાં અખંડ જગમાં આત્મા અનેક હસે:
જેનાથી રસરૂપ દૃષ્ટિ વિકસે સૃષ્ટિ દીસે સુન્દર—
—એવી ઉત્સવ—દેવી કામદુગને દોહી કરો મંગલ.
સૃષ્ટિની જડતા ભુલાવી પ્રગટે આનંદ—કલ્લોલ ઝીણા:
રોમાંચે દ્રવતાં ઝૂલે હૃદય તો સંગીતના તાનમાં:
એ સંગીત અબોલથી હૃદયમાં રોમાંચમો જે થતા,
લગ્ને આજ ઉજવાતા યુગલને હૈડે થજો સર્વદા.
સાધી સ્નેહસમાધિ, પ્રેમ ખીલવો આખી વસુધાતણો,
સેવામન્ત્રથી બદ્ધ વાંચ્છી, રચજો સંસાર સોહામણો:
ને જાગો રસચેતના પ્રણયની જીવ્યું કરી ઉજ્જ્વલ,
પૂરાશે રસકોડ સર્વ પ્રભુથી—લગ્ને હજો મંગલ.
સંસ્કારી હૃદયે હવે દીપી રહ્યાં, આશા રહી ઉછળી,
ઉત્સાહે ભરપૂર જીવનતણી આ ઉઘડે છે કળી:
એ સંસ્કાર પ્રસારી, આશ જગવી ઉલ્લાસ વિશ્વેભરી,
... ...૧ સહ સ્નેહપૂર્ણ હવે ખીલો... ...૨

મંજુલાલ રણછોડલાલ મજમુંદાર.

---

૧ અહીં કન્યાનું નામ બોલવું. ૨ અહીં વરનું નામ બોલવું.

## મંગલાષ્ટક.

### (૪)

( શાર્દૂલવિક્રીડિતમ્ )

વિશ્વે, વ્યાપક પ્રાણી માત્ર સહુમાં, પાષાણુ ને વૃક્ષમાં,
અંતર્યામી અનંત અદ્ભુત સદા ૐકાર સહુ વેદમાં;
સત્‌ચિત્ત આનંદ રૂપધારી જગમાં નામો ધર્યા પુષ્કળ,
સાષ્ટાંગે નમીએ, વિનંતી કરીએ કરજો સદા મંગલ !

કેલી લોલ વિલોલકારી જગમાં કલ્લોલ કીધી સદા,
દાનવને દળી દેવદાઝ હિયમાં ધારી રૂપો સર્વદા:
પ્રકટ્યા ભક્તગૃહે જદા સમરતાં, ભક્તોતણા પાલક,
તે શ્રીકૃષ્ણ પધારી મંડપ વિષે, લગ્ને કરો મંગલ !

શ્વેતાંગી સુવિલાસિની, સુવિમલા, માહેશ્વરી અંબીકા,
અરવલ્લી નગે રાજતી શુભમલા, સર્વેશ્વરી ચંડીકા;
પ્રીતિવૃદ્ધિ રચજો નવા યુગલમાં, પ્રેમાંકુરો નિર્મલ,
અમ્માયા મહિમાવતી, સુલલિતે ! નિત્યે કરો મંગલ !

પ્રકટ્યાં આજ પ્રભાત મંગલ રૂડાં માંગલ્ય દર્શાવતાં,
ઉગ્યો આ નભ-ભાણુ હર્ષ ફુલડાં કીર્ણોથી વર્ષાવતાં;
મંગલ વાય અનિલ મંદ ગતિએ સુરભી લઇ ચંચલ,
પ્રેરીને ઉત્સાહ મંગલ વિભો ! સોહાવજો મંગલ !

આજે શૈશવ ઇન્દુ પૂર્ણ પ્રકટી અસ્તાચલે પર્વર્યો,
આજે સૂર્ય ઉગ્યો દીસે ચળકતો પૂર્ણાશુ ગાર્હસ્થ્યનો;
અર્પે એ નવજ્યોત સૌ જીવનમાં નિર્મળ અને ઉજ્વલ,
એ રાગી કરકીર્ણ ભાનુ રવિના રેલાવજો મંગલ !

કન્યા કલ્પલતા સદાસ્તુ હૃદયે, કાન્તદ્રુમાલંબિની,
યાવચ્ચંદ્રદિવાકરૌ સુખ કરે, માર્કંડ આયુ લહી;
અર્પો દંપતીને વિભુ કરી દયા બુદ્ધિ અતિ વિમલ,
ધન, વિદ્યા, સદ્‌ગુણ, સ્નેહ અર્પો કાર્યો કરો મંગલ!

પુષ્પો પ્રેમથકી ગુંથી ઉર વિષે સુસ્નેહના સૂત્રથી,
માળા એ અણુમોલ સૌ અર્પીએ ઉત્સાહ ઉમંગથી;
ભાવો એ સહુ પૂરજો અમ રૂડા દેજો મતિ સુશીલ,
પામો દંપતિ રિદ્ધિસિદ્ધિ સરવે, આરોગ્ય ને મંગલ!

બ્રહ્મા, શંકર, વિષ્ણુ બ્રહ્મત્રિપુટિ આવી સુપ્રેમે કરી,
ધારીને દીલદાજ હે વિભુવરા! આશિષ દેજો રૂડી;
કરજો હે વિભો! કાર્ય નિત્ય નવલાં અર્પો સદા મંગલ,
નવલા આ નવયુગ્મ લગ્ન સમયે, સોહાવજો મંગલ!

જગુભાઈ મોહનલાલ રાવળ

## મંગલાષ્ટક

(૫)

જન્મી આંખ ઉઘાડતાં લલીત આ લીલા નિહાળી રહ્યાં,
માતાના મૃદુ અંકમાં તરવરી ઉલ્લાસથી ઉછર્યાં;
રોવા ને હસવાતણી રમતમાં મા બાપને રીઝવ્યાં
સેવાનાં ફળ એ તમે અનુભવો કલ્યાણકારી બધાં.

પિતાની છાયામાં, પ્રિય જનનીના પાલવ મહીં,
રમ્યાં છો શીખ્યાં છો, થનનગન નાચી ઝુલી રહી;

મળ્ય એવી મ્હાલી, લહરીપર ઝુંજે સુખ જના.
લગ્નાં જે છાજે તે વરવધુ સદા સ્વપ્ન સુખનાં.

જગની જનક આંખે ચૌદ બ્રહ્માંડ જેવાં,
નવલ યુગલ! બન્ને સાંધજો પાંખ સેવા;
રમન ગમન સાથે ભાવના લ્હાવ લેવા.
હૃદય રસ ઝીલીને પાડજો પૂર્ણ હેવા.

તું છે બ્રહ્મ કુમારઃ વામન સમુ વૈરાટનું રૂપ તું!
તું કન્યા મધુરી સુરાઃ જીવનની આશા અનેરીજ તું;
વિદ્યા મોહનમાળ કંઠ ધરીને સંસારના સાગરે,
મુગ્ધા! ભવ તરૂણુ! આત્મજ્યાથી લક્ષ્મી વધાવા ચરે.

લક્ષ્મી તણા કમળના ભ્રમરો સમા છો,
લેજો પરાગ મીઠડું મધ સર્વ ત્યાં હો!
એ આપશે ઉરની ઓર અનંત તૃપ્તી
ને લાગશે જીવન આ કંઈ સ્વર્ગ સૃષ્ટિ!

અહોહો! આજ તો ધુધવી ધુધવી હર્ષ ઉછળે,
અમારા હૈયામાં મધુર સુરનાં ગીત ગરજે
પ્રભુની લીલાનાં પ્રિય જીવસમાં બાળક તમો
પળો પન્થે ભેળાં શુભ જુગલ આ મંગલ સમે.

જ્યાં કલ્લોલ મચે, મજા ઉડી રહે ચોપાસ આનંદમાં,
લીલા લ્હેર ખીલી રહે અજબ જ્યાં, કર્તવ્યની ધુનમાં;
સેવા હેત ભરી કરે ઉમળકે, સૌ એક બીજા જહિ
તે સંસાર મહીં સીધાવ નવલાં થાજો સુખી! દંપતી!

સંસારે સુખના વિલાસ કરતાં, આનંદ ને આ સમે
દૈવી જ્યોતિ સમાં તમે વરવધુ! આવો વધાવું હવે
ત્હારાં મંગળ સૂત્ર કંકણ તથા સૌભાગ્યનો ચંદ્રમા
કન્યારત્ન! વસંત એ ત્રિપુટીનો છાજો તમોને સદા.

**લલિત.**

### મંગલાષ્ટક

( ૬ )

(શાર્દૂલવિક્રીડિત)

ક્યાથી દિવ્યપ્રકાશ આ ઝગહળે, શી સૂરબી મ્હેકની?
આશીર્વાદ ભણી અગમ્ય સ્વરથી, કો મંડપે દીપતી?
અર્પાને વરદાન યુગ્મ ઉપરે, સોહી રહ્યાં પ્રેમલ;
એ છે પ્રૌઢ પ્રતાપી જગતજનની, આશાપુરા સુન્દર.

પારિજાતક વૃક્ષ ચોક વચમાં, શેણી રીઝાવી રમા,
ને શી બાળલીલા કરી રીઝવિયાં, માતા યશોદા અહા!
કાલિન્દી તટ બંસરી બજવતાં, ઘેલી કરે ગોપિકા;
આવો તે ઘનશ્યામ મંડપ વિષે આશિષ વર્ષાવવા.

રીસાઇ પળતી ક્યહાં પ્રિયતમા, શું ચિત્ત ધાર્યું કહે?
જાયે શું ભીલરાણી સાજ સજવા, ના ભોળવાઉં હવે;
બોલ્યાં શૈલસુતા "મહેશ! મનમાં થાઓ નહીં વિહ્વલ!"
ચાલો મંડપ માંહી દંપતિ પરે, વર્ષાવીએ મંગલ!"

અર્પી માનવનેજ શ્રી જગદીશે, બક્ષિસ મોંઘી અહા!
જે સાધે દ્વય આત્મને શરીરમાં, મન–ઉરની ઐક્યતા;

એ પ્રેમેથી રૂપેરી સાંટળથકી, એ રેશમા બંધને;
એ ફૂલા ઉર ઉર્મિએ ગૂંથી રહ્યા, સંસાર માંહી તમે.

ભાગી ચંદ્ર ચકોરી હર્ષિત થતી, ને મીન વારિ ચહે,
ભાળીને રવિ સૂર્યફૂલ ખીલતું, જ્યે સારસી પ્રેમને;
કે લોહું જ્યાં હોય એ ચમકને, સ્પર્શે ત્વરાથી ચળે.
એવી પ્રીતની રીત છે અજાનવી, ત્હેમાં ગૂંથાયો તમે.

જેવાં કો ઉર ઉર્મિ પ્રેમગ્રંથીએ, ઉપાધિના ભ્હારની.
જેવું સુંદર પુંડરિક વિકસે, એ સૂર્યના દર્શથી;
ને પેલા વળી ચંદ્રકાન્તમણિએ, ચંદ્રોદયે શો કરે,
એવી કો ઉર્મિથી ગૂંથી રહ્યા, સંસાર માંહિં તમે.

ધારી મંગલવસ્ત્ર શાણીકુંવરી, સોહી રહ્યાં સુન્દર.
અર્પીને કર કંથને સુકલના આનંદ પામે ઉર;
ભાસે ચંદ્ર કુમુદ યોગ નિપજ્યો, ભાવિ ખીલો ઉજ્જ્વલ.
'**सोऽहं साऽहं**' મંત્ર સર્જનજૂના હૈયે જપો નિશ્ચલ.

મોંઘુ મંગલસૂત્ર કંકણ રૂડાં, સૌભાગ્યનો ચંદ્રક,
છાજે એ ત્રિપુટિ કુમારી ! તમને, આશિષ એ છે અમ
ગુંથા સ્નેહની ગ્રંથી નિત્ય નવલી રે' અંતરે નિર્મલ.
કીર્તિદીપક વિશ્વમાં ઝળહળી, વર્તાવજે મંગલ !

લેખિકા: **સૌ. દીપકબા દેસાઈ**

### ગીત ૧૨૯ મું.

ઢોલ ઢમક્યાં ને વર વહુના હાથ મળ્યા,
વાજાં વાગ્યાં ને વર વહુના હાથ મળ્યા;
હૈડાં હરખ્યાં ને વર વહુના હાથ મળ્યા,
પ્રેમે નિરખ્યાં રે વર વહુના હાથ મળ્યા.
જેમ નદીને નદીનો નાથ મળ્યા,
એમ વરને કન્યાના હાથ મળ્યા
જેમ દૂધમાં સાકર જાય ભળી,
એમ વરને કન્યાની જોડ મળી.
જેમ ફુલમાં હોય સુવાસ ભળી,
એમ વરને કન્યાની જોડ મળી;
જેમ શોભે છે લ્હેરો સાગરમાં
એમ વર કન્યા શોભે માયરામાં.
જેમ સારસ શોભે સજોડ કરી,
એમ વરને કન્યાની જોડ ઠરી;
જેમ ઇન્દ્ર ઇન્દ્રાણીની જોડ ધરી;
એમ વરને કન્યાની જોડ ઠરી,

### ગીત ૧૩૦ મું.

માંયરામાં વરકન્યા વિરાજે,
વિવિધ પ્રકારનાં વાજિંત્ર વાજે;

---

દલપત કાવ્ય ભાગ બીજો.
રાગ "ચઢો વરઘોડે ને વાંકે અંબોડ"

ગર્જના તેની ગગનમાં ગાજે,
આજે અંતર હર્યુ આનંદે.
વર કન્યાએ પ્હેરી વરમાળા,
બેસવા બાજઠ છે રતનાળા;
બેઠાં બન્નો હાથ રૂપાળા,
આજ અંતર હર્યું આનંદે.
ઘણું જીવો એ વર કન્યા આ ઠામ,
પ્રભુ એની પુરજો હૈડાની હામ;
સ્હાય થજો પ્રભુ પુરણ કામ
આજ અંતર હર્યું આનંદે.



## ગીત ૧૩૧ મું.

પહેલું તે મંગળ વરતીયું સખી સામો દયો શ્રીરામ
ઘરમાં તે લીલું શું વખાણીયે ઉત્તર દયો વરરાજ;
લીલા તે પોપટ પાંજરે, લીલી તે નાગર વેલ,
લીલી તે ચોરી ચોગણી, લીલા ચોરીના સ્થંભ.

બીજુ તે મંગળ વરતીયું સખી સામો દયો શ્રીરામ,
ઘરમાં તે પીળું શું વખાણીયે, ઉત્તર દયો વરરાજ;
પીળાં પીતાંબર ધોતીયાં પીળી ચણુની દાળ,
પીળા તે વરરાજના વાંકડા પીળી તે કન્યાની આળ

ત્રીજુ તે મંગળ વરતીયું સખી સામો દયો શ્રીરામ,
ઘરમાં તે રાતું શું વખાણીએ ઉત્તર દયો વરરાજ,

રાતો તે રવે ચઢયા, રાતી તે ચોળ મજીઠ,
રાતાં વરરાજાનાં મોળીયાં રાતા કન્યાના દાંત.
ચોથું તે મંગળ વરતીયુ સખી સામો દયો શ્રીરામ,
ઘરમાં તે ધોળુ શું વખાણીયે ઉત્તર દયો વરરાજ
ધોળાં તે ધોબી ધુવે ધોતીયાં ધોળી બગલાની પાંખ.

## ગીત ૧૩૨ મું.

સાત પગલાં ભરે સોદાગરજી, એમાં અર્થ છે ઉંડા અમોલ
ઇશ્વર એમાં સાક્ષી છે.
પગલે પગલે પ્રતિજ્ઞા પતિ કહે જે હું બોલું તે પાળીશ બોલ-ઇશ્વર.
પહેલે પગલે પ્રિયાને પતિ કહે, ખાનપાન પોષણ હું કરીશ-ઇશ્વર
બીજે પગલે કહે કંથ કોડથી, મારે ઘેર તું માન પામીશ ઇશ્વર
ત્રીજે પગલે કહે તેને ત્યાં થાશે, વ્રત ઉત્સવ હરખ અપાર-ઇશ્વર
ચોથે પગલે કહે ચતુરા સુણો મારાં ઢોર ઢાંકર તું સંભાળ-ઇશ્વર
પછી પાંચમે પગલે પતિ કહે, ધર્મ કર્મ સૌમાં તારો ભાગ-ઇશ્વર
છઠ્ઠે પગલે કહે સુણ સુંદરી, જે જે મારૂં તે સૌ હવે તારૂં ઇશ્વર
પછી સાતમે પગલે સ્વામી કહે, મારી અર્ધાંગના તું સદાય-ઇશ્વર
મ્હારાં માતપિતા બાઇ ભાંડુને, થજે સ્હાય કરી તું સદાય-ઇશ્વર
પછી પાણી ગ્રહણ સ્વામીએ કર્યું, માગી ઇશ્વર પાસે આશીષ-ઇશ્વર
પાંચ પુત્ર પ્રભુ એને આપજો, રહે સંતોષકારી સદાય-ઇશ્વર
મારી મરજી પ્રમાણે તું ચાલજે, તારી પુરીશ સૌ ઇચ્છાય-ઇશ્વર

## ગીત ૧૩૩ મું.

અમે દીકરીઓ ઘર જીત્યાં રે આનંદ ભયો,
અમે દીકરો પરણાવીને ઉઠયાં રે આનંદ ભયો;
લોક કહેશે કોયા ભાઈ જુઠા રે આનંદ ભયો.
એનો દીકરો પરણાવીને ઉઠયા રે આનંદ ભયો.
લોક કહેશે કોયા ભાઇ સાચા રે આનંદ ભયો;
એતો દીકરી પરણાવીને રાચ્યા રે આનંદ ભયો.

## ગીત ૧૩૪ મું.

અમે દીકરીઓ ઘર જીત્યાં રે, આનંદ ભયા
ચિતનાર ચિંતક તે ચિંત્યાં રે; આનંદ ભયા
અમે લંકાનો કિલ્લો લીધો રે, આનંદ ભયા
અમે દેશમાં ડંકો દીધો રે. આનંદ ભયા
અમે સાગરના નિર ડળિયાં રે, આનંદ ભયા
સામા શત્રુનાં કાળજાં બળિયાં રે આનંદ ભયા
અમે દુર્જનનાં મુખ દાટયાં રે, આનંદ ભયા
હવે વેરીનાં હઇડાં ફાટયાં રે, આનંદ ભયા
આજ મનના મનોરથ ફળિયા રે, આનંદ ભયા
આજ ઇશ્વર અઢળક ઢળિયા રે, આનંદ ભયા
આજ મોતીડે મેહુલા તુઠયા રે, આનંદ ભયા
આજ ત્રિભુવનનો ધણી તુઠયા રે, આનંદ ભયા
આજ જયજયકાર જણાયો રે, આનંદ ભયા
આજ ઉત્તમ દહાડો ગણાયો રે, આનંદ ભયા

હવે સર્વેના સંશય ટળિયા રે, આનંદ ભયા
વહેમી લોકના ટાંટીયા ગળીયા રે, આનંદ ભયા
અમે જાણ્યું [1]ફીયાભાઇ જુદા રે. આનંદ ભયા
એતો અષ્ટ મંગળ કરી ઉઠયા રે, આનંદ ભયા



## ગીત ૧૩૫ મું.*

ક્યાં ડુંગર ડુંગર આથડ્યો,
ક્યાં છાણાની પેઠે તું રવડ્યો;
મ્હારા ×ફીયા ભાઇએ તને સમજાવીઓ.
તેથી સમજણ મનમાં તું લાવીયો,
નહિ તો મમતમાં માર્યો જાત તું;
વાંઢો રેહી વિપતમાં પિડાત તું.
નામ રહેશે હવે તારા બાપનું
મેણું મટશે કુંવારાની છાપનું
તું તો હાથે શેકી ખાતો ખાખરા
વહેલા વહાણામાં દળતો દાણાખરા
બેડાં પાણીનાં તું ભરી લાવતો
ઓશિયાળી તું સઉની ધરાવતો
મ્હારા ×ફીયા ભાઇ તારે કરમે મળ્યા,

---

૧ અહીં કન્યાના બાપનું નામ બોલવું.
* "દલપત કાવ્ય ભાગ બીજો" કન્યા તરફથી ગાવાનું.
× અહીં કન્યાના બાપનું નામ દેવું.

તેથી તરતજ તારા દહાડા ફર્યા
હવે આવ્યો માણસની ઓળમાં
ઝ્યા કાઢજે કાળ કલ્લોલમાં
તું તો ઘેર ઘેર કન્યા માગતો
વેવીશાળીયાને પગે લાગતો
તું તો જણુ જણુને જઈ જાચતો
તું તો પરણવા કારણુ નાચતો
તને સૌથી સરસ મળ્યું સાસરૂં
ભાગ્ય તારૂં ઉદય તો થયું
તને કન્યા કોઇ ના પરણુતી
તને વાંદો વાંદો કહી વરણુતી
મારી લાડકીને તેં તો બાળવી
એ તો અમારી થાપણ ઓળવી



## *ગીત ૧૩૧ મું.

ઝ્યા તેં તો જમાલીને છેતરી, તું તો પરણ્યો કન્યાને કપટ કરી
તને સારાં નસીબે કન્યા મળી, તેં તો લીધી કન્યાને કપટ કરી
ખુશામત કરી ખોળા પાથર્યા, તારા બાપે માગી તારા કારણે
તું તો આંગણુ આંગણે આથડયો. તને કન્યા દેનારો કોઇ ના જડે
તારૂં ભાગ્ય આજે ઉઘડયું, કન્યારૂપી રતન તને જડયું
સારા કુળમાં તને મળ્યું સાસરૂં, પડયું આજ નશીબ તારૂં પાધરૂં
પુરા પુન્યનો જથ્થો જામીઓ, તેથી લાખેણી લાડી તું પામીઓ

* કન્યા તરફથી ગાવાનું.

## ગીત ૧૩૭ મું.

### ( રૂક્ષ્મણી વિવાહ )

### ઘોળ.

કુંદનપુર વિવાહ રચ્યો ભૂપતિ ભીમકરાય,
કન્યા દેવા શ્રીકૃષ્ણને આનંદ ઉર ન માય;
રૂકમૈયાએ જે જાણીયું ઉરે વાધ્યો અતીસેં કાળ,
કન્યા ન આપું કૃષ્ણને એ જે ગાયો તણો ગોવાળ
રૂકમૈયાનું મન મેલું ને તેડાવ્યો શિશુપાળ,
રૂક્ષ્માણીએ તે ખબર જાણીને અંતર ઉઠી ઝાળ
દૂર ઘણી દ્વારામતી રહ્યાં લગ્ન વચ્ચે દિન એક
અંતરયામી આવજો રાખજો મારો ટેક
એવું તે કહીને કુંવરી કરી કાગળ લખવાની આશ
મુક્તાનંદ કહે માનની થઇ જગ થકી રે ઉદાશ

### કડવું ૧ લું. દેશી ફેર.

ારી સાર લેજો અવીનાશી રે, જાણી જનમોજનમની દાસી રે
ાંચી કાગળ વહેલેરા આવો રે, મારા તનના તે તાપ શમાવો રે
દેન એક લગ્ન વચ્ચે જાણી રે, વહેલા આવો સારંગપાણી રે
ં તો તમ અર્થે તન કરીયું રે, મેં તો તમ ચરણે ચિત્ત ધરીયું રે
જે નાથ ન આવો વહેલા રે, તજું પ્રાણ લગ્નથી પહેલા રે

## કડવું ૨ જું. દેશી ચાલતી.

લઇ કાગળ વિપ્ર સિધાવ્યો રે, હરિની કરૂણાથી દ્વારીકાં આવ્યો રે
દેખી દ્વારીકાં સુખધામ રે, તેના રાજા છે સુંદર શ્યામ રે
વલાએ વિપ્રને આવતા જાણી રે, ઉઠયા સન્મુખ સારંગપાણી રે
પુછી ક્ષેમને કાગળ લીધો રે, વાંચી પત્ર હઇએ દ્રઢ દીધો રે
પુજ્યા વિપ્રને દઇ ઘણું માન રે, જવા તઇયાર થયા ભગવાન રે
સાથે વિપ્રને રથમાં બેસાડી રે, ચાલ્યા કુંદનપુર મોરારી રે
એવા ભક્તવત્સલ ગિરધારી રે, જાય મુક્તાનંદ બલીહારી રે



### વલણ.

માનની મનમાં ચિંતવે કેમ ન આવ્યા સુંદર શ્યામ,
વાર થઇ કેમ વિપ્રને નવ સર્યું મારૂં કામ,
જો નહિ આવે જદુપતિ તો તજીશ મારા પ્રાણ
એવામાં દ્વિજ આવીઓ, જેમ આવે રામનું બાણ
વિપ્ર જોઇને મનમાં આનંદ વાધ્યો અપાર
પ્રાણજીવન પધારીઆ જગજીવન જગ આધાર
કુંદનપુર હરિ આવીઆ સુણી ભૂપતિ ભીમકરાય
ત્રીકમ તોરણે આવીઆ વર્ત્યો જેજેકાર
મુક્તાનંદ કહે માનની પુણ્યતણો નહિ પાર.



### કડવું ૩ જું. દેશી ફેર.

દેવી પૂજાને મશ લઇ પ્યારી રે, આવી નિરખવા કુંજબિહારી રે
સાથે લઇ પૂજાનો સામાન રે, તેણે નિરખ્યા શ્રી ભગવાન રે
હરિના ભક્ત અનાદિ માની રે, ભાવે પૂજીઆ ભવન ભવાની રે
વળતી રૂપ પ્રકાશીયું ખાળી રે, પ્રેમે પામવા શ્રી વનમાળી રે
સંગે અસુર હતા રખવાળ રે, દેખી રૂપ પડયા તતકાળ રે
વેગે આવીઆ અંતરજામી રે, મળીયા મુક્તાનંદના સ્વામી રે



### કડવું ૪ થું. દેશી ચાલતી.

કર સાહીને રથપર લીધાં રે, મનવાંછિત કારજ કીધાં રે
કન્યાહરણ કરી હરિ વળીઆ રે, સેના સોત ત્યાં બળભદ્ર મળીઆ રે
વાંસે રૂકમૈયો ચડયો શિશુપાળ રે, લેશે કેમ કરી કન્યા ગોવાળ રે
બાંધી દ્વારિકામાંથી લાવું રે; નીકર પુરમાં પાછો નહિં આવું રે
જાઇને યુદ્ધ જાદવ સંગ કરીએ રે, વહાલે સર્વતણો મદ હરીએ રે
રૂકમૈયાની વાઢી છે દાઢી રે, કાપી કેશને મૂકયા છે કહાઢી રે
રૂક્ષ્મણીજીના શોક નિવારી રે, મુક્તાનંદ કહે પધાર્યા મુરારી રે



### વલણ.

માધવપુરનો માંડવો જાદવકુળની જાન,
પરણે તે રાણી રૂક્ષ્મણી મનવાંછિત શ્રી ભગવાન;
જાદવ જાનઇયા થયા વળી માંડવીઆ પણ સોય;
વિધિ સહિત વિવાહ રચ્યો કસર ન રાખી કોય,

માણેકસ્તંભ મંડપ રચ્યો મધ્યે ચોરી બાંધી સાર
મોહન આવ્યા માંહ્યરે ક્રોડ ભવવના કરનાર
માથે મુગટ જડાવનો કાને કુંડળ મકરાકાર
બાંહે બાજુબંધ બેરખા કોટે કૌસ્તુભમણિનો હાર
શોભે ઘણા શણગારમાં પીતાંબર અતિ ઉદાર
હેમ કડાં બે હાથમાં પાયે ઝાંઝરનો ઝમકાર
વહાલાનું વદન સોહામણું જાણે ઉગ્યો પુનમચંદ
મુક્તાનંદ કહે મોહનવરને જોઇ થયો આનંદ



કડવું ૫ મું. દેશી ફેર.

જગતી લાડીને શણગારી રે, પીડી ચોળીને પાટ બેસાડી રે
લીલી સાડી આદરી તનસારીને, જેણે રીઝે તે શ્રી ગિરધારી રે
આવી બેટયા નંદ મુરારી રે
સંગે માનની મંગળ ગાય રે, તેની શોભા વર્ણવી ન જાય રે
એ રીતે મંડપમાં આવે રે, તેડી પીયુની પાસે પધરાવે રે
કર સાહ્યો ચરાચર સ્વામી રે, નારી માંહ્યરે મહા સુખ પામી રે
શોભે માંહ્યરે મહાસુખકારીરે, જાય મુક્તાનંદ બલીહારીરે



કડવું ૬ઠું. દેશી ચાલતી.

વર કન્યાની જોડ બિરાજે રે, ત્યાં કોટી કામ છબી છાજે રે
વાજે દુંદુભિ વીર્જા અપાર રે, પરણે અખિલભુવનનો આધાર રે
બ્રહ્મા ઉચરે વેદ વચન રે, જેજેકાર થાય ત્રીભુવન રે,

ચાર ફેરા હરિ સંગ ફરીઆરે, નારી જગનાજીવન સાથે વરીઆરે
શોભે અખંડ અલૌકિક જોડ રે, માથે બત્રીસ ભમરીનો મોડ રે
લાડો લાડી જમે કંસારરે, જેનો જગત પામે પાર રે
મુક્તાનંદ કહે મહાસુખકારી રે, એવાં ચરિત્ર કહે ગિરધારીરે

## વલણ.

કંસાર જમતાં કામની બોલે વિવિધ વચન રસાળ
શામસુંદર તે સાંભળી હસતા તે દીનદયાળ
બંદીજન જયજય કરે ગાય ગાંધર્વ મધુરાં ગાન
અનંત નાચે અપ્સરા સુર ચઢીને વિમાન
બ્રહ્માદિશું પુષ્પવૃષ્ટિ કરે તે વારંવાર
ઢોલ નગારાં ગડગડે રે વાજીંત્રનો નહિ પાર
ચારે તે મંગળ વરતીયાં વરકન્યાની ભલી મળી જોડ
રૂક્મણી તે અહીં આવીયાં દ્વારીકાં શ્રી રણછોડ

## વલણ.

શ્રી કૃષ્ણ પરણી રૂક્મણી લઇ આવ્યા નગર મોઝાર,
જેણે અવિનાશી નિરખીયા તેના પુન્યતણો નહિં પાર,
પ્રેમશું માતાએ પોંખીઆ જગજીવન જગદાધાર,
લેનાં સઉએ શામનાં વારણાં વારાવાર,
પોંખવા પ્રેમશું નિરખે નટવરનાથ,
જન્મ સફળ કરણીએ મહા સુખ થાયે સર્વ સાથ,
રૂક્મણીએ જે જે ધાર્યું તે સાચું કીધું શામ,
ભક્તજન લાડ પાળે કેવળ કરૂણાનું ધામ,

અતમ જનનું સુધારવા થયા મનુષ્યરૂપ મહારાજ,
પાવન જન વિસ્તારીઆ સુણતાં તે શ્રી ભગવાન,
નરનારી રૂક્ષ્મણી વિવાદ શીખીને જે ગાય,
તેને તે રીઝે શ્રી હરિ સર્વે પાતક પ્રલય થાય,
શુકજી તે પાર ન પામીઆ કહેતાં હરિનો રસ સાર,
તોએ તેના ગુણ ગાવા નાંકીને અધમ આધાર,
મુક્તાનંદ કહે મહાપ્રભુની અખિલ જુગજુગ જોડ,
શ્રોતાજન તમે સાંભળોને બોલો શ્રી રણછોડ,



## ગીત ૬૩૮ મું.

( ન્હાનું રૂક્ષ્મણી હરણુ )

રૂક્ષ્મણી લખી કાગળ મોકલે રે, દ્વારીકાંના નાથરે,
જાદવરાય કુંદનપુરમાં પધારજો રે,
વાંચીને પત્ર વર્ણવું રે, હરીભટને હાથ રે, જાદવરાય૦
શામળીએ તે સાંભળ્યો રે, વહાલે પરણવાની વાત રે, જાદવરાય૦
રૂપ તમારૂં રૂદે ધર્યું રે, નારદજીને મુખ રે, જાદવરાય૦
તે દીનથી તમ કારણે રે, તજી તરસને ભુખ રે, જાદવરાય૦
જશ તમારા સાંભળી રે, તૃપ્ત ન થાય મારા કાન રે, જાદવરાય૦
આંખલડીએ આંસુ ભર્યા રે, ભક્તવત્સલ ભગવાન રે, જાદવરાય૦
હું છું હંસના ભાગ્યની રે, શીયાળ લઇ જાય રે, જાદવરાય૦
શિશુપાળ સેના લઇ આવીઓ રે, ત્યાં મુજને કરજો સાજરે, જાદવરાય૦
હું છું જનમોજનમની રે, ચરણકમળની દાસી રે, જાદવરાય૦
રઘુનાથના સ્વામી સાંભળો રે, અબળાની પૂરજો આશ રે, જાદવરાય૦

શુકન થયે ભટ આવીયા રે, દીઠા હરિ સમર્થ રે, જાદવરાય૦
ભીષ્મકરાય સામા ગયા રે, લોક થયા પ્રસન્ન રે, જાદવરાય૦
વધામણી વિવેકશું રે, પોતે લાગ્યા પાય રે, જાદવરાય૦
વસુદેવ સુતને જોઇને રે, આપ્યાં આસન દીધાં માન રે, જાદવરાય૦
નરનારી વાતો કરે રે, વર નહીં વરવા લાયક રે, જાદવરાય૦
વિઠલજી વર હોય તો રે, પુત્રીનાં પૂરણ ભાગ્ય રે, જાદવરાય૦
શિશુપાળ શ્રવણે સાંભળ્યું રે, જે ત્યાં લાગી વાર રે, જાદવરાય૦
કપટી કપટ કરશે ઘણું રે, ગાયોનો ગોવાળ રે, જાદવરાય૦
લગ્ન સમે સાડુ સુંદરી રે, પૂજન કરવા જાય રે, જાદવરાય૦
પૂજન કીધી પ્રેમશું રે, માનની મંગળ ગાય રે, જાદવરાય૦
આંગણે આવી નીહાળીયું રે, દીઠા હરી સમર્થ રે, જાદવરાય૦
કરમાંહી કર આપીયો રે, બાળકી બેઠી રથમાંહી રે, જાદવરાય૦
હરણ કરીને ધુતીયા રે, રૂક્ષ્મણીને લઇ જાય રે, જાદવરાય૦
રઘુનાથના સ્વામી સાંભળો રે, ચરણકમળના દાસ રે, જાદવરાય૦
કુંદનપુરમાં પધારીયા રે.



## ગીત ૧૩૯ મું.*

શિંદુર વાણીએ વ્રેહે દીધાં ને પૂરવ ઉગ્યા છે સુરરે,
આજરે લાડકડો વર પરણ્યો ને અમ ઘેર વાગ્યાં છે તુરરે;
શિંદુર વાણીએ વ્રેહે દીધોને પૂરવ ઉગ્યા છે ભાણુ રે,
આજરે લાડકડો વર પરણ્યોને અમ ઘેર સફળ વીહાણુરે.

---

* પરણવા બેસે તે વખતે ગાવાનું.

વાડીમાં વીલાઉલા બેંકયોને માંહ્યરે સોરંભી જાયરે,
આજરે લાડકડો વર પરણે ને પહેલે મંગળ ગાયરે;
વાડીમાંનો વીલાઉલા બેંકયોને માંહ્યરે સોરંભા અંબોડોરે,
હું એ તમને પુછુંરે લાડકડા વરને બીજલે મંગળ ઘોડા રે;
વાડીમાંના વીલાઉલા બેંકયાને માંહ્યરે સોરંભા વેલારે,
હું એ તમને પુછુંરે લાડકડા વરને તીજલે મંગળ વેલારે.
વેલ સજાવી છે વાડીને ચોથલે મંગળ લાડીરે,
ચાંદલા કરરે અજવાળાને જઈ ઉગ ચોરીની માંહ્યરે;
ચોરીએ ચોતરફ વાળીને માંડવે પલવટ વાળીરે,
હું એ તમને પુછુ લાડકડા વરને ચોરીમાં શું શું એ આપ્યુંરે.
ઓથ જનોઈ સુના તણાંને હાથેરે હીરાની વીંટીરે,
આપ્યાંને સાંકળાં હાથાંને આપી અમને ઘોડાની લાહરે;
સાસરે આપ્યાંને આપશેને માણનાં મુકયાં છે પાણી રે,
પાણી તો પાણીમાં ભળી ગયાંને વાતતો જગતમાં જાણીરે;
બાકરી બાંધીને બેઠાંને પલવટ છોડીને ઉઠયા રે.
પારણા માંહ્યથી પરણ્યાને ઘોડીયા માંહ્યથી જડીયારે.
કેડના કંદોરા નથી છુટયાને વહેવાઈએ વાળ્યા છે રૂડારે.
રેવારે વટ રળિયામણી ને નંદારે આગદાનાં દેરાંરે;
આજરે લાડકડા વર પરણ્યોને ભવનાએ ભાગ્યાં છે મેણાંરે,
અસુરાએ બાંધી છે સંધ્યાને વેળાએ પામ્યા છો કન્યારે,
કાશીમાં માથાપટ કીધાને રેવાજીમાં ખટ માસરે
બાવનપુરના ટાટલાંને કીયારે કંસારાએ ઘડીયાં રે
માણેક મોતીએ જડીયાંને લાડકડા વર આગળ ધરીયાંરે.

કે રે વહુવારૂ તું દેરૂને કે રે તું ખાપરાંઓ ચોરરે.
ઘોડાની ઘોડારમાં પેઠોને ચોર્યોરે ચાંપલીયાનો છોડરે.
ચાંદલો ચુંદીય લીધોને હીરલો ઝડપીને લીધોરે



## ગીત ૧૮૦ મું.

( તુળશી વિવાહ. )

હમારાં તુળશીને મહાદેવનાં માગાં,
મહાદેવનાં માગાં દાદા પાછાંરે વાળો,
એક જટાને જળધારી હો રામ તુળસી. હરહર બ્રહ્મા
તુળશી બાળ કુંવારાં.

હમારાં તુળશીને બ્રહ્માનાં માગાં,
બ્રહ્માનાં માગાં દાદા પાછાંરે વાળો;
બ્રહ્મા તો સૃષ્ટિ નીપજાવે - હો રામ તુળશી

હમારાં તુળસીને ગણપતીનાં માગાં,
ગણપતિનાં માગાં દાદા પાછાંરે વાળો,
દુંદ મોટી શુંઢ લાંબી—હો રામ તુળશી

હમારાં રે તુળશીને ચંદ્રનાં માગાં
ચંદ્રનાં માગાં દાદા પાછાં રે વાળો
કોર ખોડી ને પાંપણુ મોટી—હો રામ તુળશી

હમારાંરે તુળશીને સૂર્યનાં માગાં
સૂર્યનાં માગાં દાદા પાછાં રે વાળો,
આકળો તાપને તેજ ઝળુકે—હો રામ તુળશી

હમારારે તુળશીને હરીઆનાં માગાં
હરીયાનાં માગાં દાદા પાછાં રે વાળો
હરીયો તો ચોપાસ ભરીયો—હો રામ તુળસી
હમારા રે તુળશીને કૃષ્ણનાં માગાં
કૃષ્ણનાં માગાં દાદા માથે ચડાવો
એક ઠાકોર ને બીજો ઠકરાઠ—હો રામ તુળસી.



## ગીત ૧૪૧ મું.

( શિવ વિવાહ. )

જીરે પ્રથમ શિવજીને વરણવું; જીરે લાગુ લળી લળી પાય.
હું તો સ્તુતિ કરૂ શંકરતણી, જીરે ચૌદ લોકના રાય
હું તો શંકર વરને પ્રીતે વરૂં.

જીરે પાર્વતી તપ માંડીયાં, જીરે માંડયાં તે ઉગ્ર અપાર.
અન્ન ને જળ બેઉ તજ્યાં, જીરે તજ્યા સોળ શણગાર;
હું તો શંકર વરને પ્રીતે વરૂં.

જીરે કોઈ કહેશે શિવજીને શું વરી, જીરે નહિ એનાં માત ને તાત
એનો બળદ ઉપર બેસીને ફરે, સુણી ઉમીયા કહે વાત.
હું તો શંકર વરને પ્રીતે વરૂ

જીરે પારવતિ એમ બોલિયાં, જીરે આભુષણ છે એની પાસ
આખી જગતના જીવ એની કરે, જન્મ ધરીને આશ;
હું તો શંકર વરને પ્રીતેવરૂં.

જીરે શંકર કહે સુણ સુંદરી, જીરે મારો છે જોગીનો વેશ,
રાજ કન્યા તું તો બાળકી જોગ પતિના સેંવાયે લેશ;
હું તો શંકર વરને પ્રીતે વરૂં.
જીરે પારવતી પછી એમ બોલીયાં, જીરે તમે છો અકળસ્વરૂપ.
હું તો ગદગદ કંઠે વાણી વદુ, જીરે તમે છો શંકર રૂપ,
હું તો શંકર વરને પ્રીતે વરૂં.
જીરે મેના મારી માવડી, જીરે કરશે તે મહા ઉત્પાત,
મારા તાત હીમાચળ જાણશે, જીરે કરશે એ પ્રાણ આઘાત.
હું તો શંકર વરને પ્રીતે વરૂં.
જીરે પારવતી એવું ઉચરી, ગયાં પોતાને સ્થાન,
જાતાં જાતાં વાણી એવી બોલીયાં, જીરે સારી તે લાવો જાન;
હું તો શંકર વરને પ્રીતે વરૂં.
જીરે ગોધલે બેસીને રખે આવતા, જીરે રખે ચોળતા રાખ,
જોગી જટા તો ભસ્મે ભરી, જીરે રખે કરતા શંખનો નાદ.
હું તો શંકર વરને પ્રીતે વરૂં.



## ગીત ૧૪૨ મું.

### (રૂક્ષ્મણી વિવાહ અથવા મોટું રૂક્ષ્મણી હરણ.)

( દયારામ કૃત. )

સીઠું.

પ્રથમ શ્રી ગુરૂપદ પ્રણમું પ્રીતે, શ્રી કૃષ્ણ રૂપ હૃદે ધરૂં રે,
શ્રી રૂક્ષ્મણીજીનો વિવાહ સંક્ષેપે પદબંધ પ્રેમ ધરી કરૂં રે.
શ્રી ભાગવત દશમ સ્કંધ મધ્યે ત્રેપનમા અધ્યાય વિશે રે;
શુકજી કહે સુણો રાય રૂક્ષ્મિણીજીનું, હરણ કીધું દ્વારિકાધિશે રે

વિદર્ભ દેશ વિખ્યાતરે રાજાજી, કુંદનપુર ત્યાં કોડામણું રે:
રાજ કરે ભીમકરાય ભૂપતજી, ભાગ્ય શું વર્ણવું તે તણું રે.
પુત્ર પાંચ તેમાં જેષ્ટ રૂકમૈયો, પુત્રી એક શ્રી રૂકમણી રે;
પ્રગટયાં છે મહાલક્ષ્મીજી પોતે, ગુણ શા શકું હું તેના ભણી રે,
કન્યા કાળ કુંવરીજીને આવ્યો, માત પિતા બંધુ ધારીયું રે,
રૂપગુણે સમોવડ સહુ રીતે, શ્રી કૃષ્ણ વર એ વિચારીયું રે.
કહુંબ સહોદર સહુકો ભાવ્યું, એક રૂકમૈયાને ના ગમ્યું રે,
અરે ગોવાળ કેમ વરે મારી ભગની, કન્યા દીધા ત્યાં હૈયું નમ્યું રે.
દમઘોષનો સુત શિશુપાળ રાજન, કુળવંત છે જગનામના રે,
તેની સંગે મારી બેન પરણાવું, સમરથ કો સમે કામના રે.
એમ કહી તત્કાળજ ઉઠયો, વેગે કહાવ્યું શિશુપાળને રે
લગન ઉપર જાન લઇ વહેલા આવે, લાવે સંગે બહુ ભુપાળને રે.
સુણી એમ સનમના થઇ સહુ ઉઠયા, ઉદ્યમ માંડયો વિહવા તણો રે,
સુણી રૂકમણીજીને ઝેર લાગ્યું, ઉર પરિતાપ થયો ઘણો રે.
જે જે દેશથી જે દ્વિજ આવે સહુને પૂછીને નિશ્ચે કર્યું રે,
સરવે કહ્યું નહિ કો કૃષ્ણ તોલે, સાંભળીને ચિત ત્યાં ઠર્યું રે.
નારદે કહ્યું પણ સહુ ગુણ પૂરણ એક શ્રી કૃષ્ણ નીશ્ચે કરી રે;
એમ સુણીને દેહ આત્મા પોતાનો, મન થકી અરપ્યો શ્રી હરી રે.
અન્ન ના ભાવે નિદ્રા નાવે, કહેવાય નહિ દુઃખ કોઇને રે,
નાથ સંભારે ને નિશ્વાસ મુકે, રાત દિવસ કહાડે રોઇને રે.
એવામાં જાન લઇ શિશુપાળ આવ્યો, સંગે છે રાજા બીજા બહુરે,
કાશીરાજ દંતવક્ર જરાસન, સાલ્વ સહિત સેન્યા સહુ રે.
સામા જઇને પેખૂ સનમાન કરીને, લાવી ઉતાર્યો છે બાગમાં રે;
આવ્યો છે કોડે પણ જશે માથે બોડે, ધિક્કાર ફટ એના ભાગ્યમાંરે

દુષ્ટ આવ્યો સુણીને કુંવરીજીને, તાલાવેલી લાગી તનમાં રે.
કયમ કરૂં કોહોની સંગે હું કહાવું ધારે વિચારે છે મનમાં રે.
એવામાં એક આશ્રિત દ્વિજ ઘરનો, આવ્યો દેખી ધાર્યું ચિતમાંરે
સાન કરી તેડયો સકુમારી, આવો ગુરૂજી એકાંતમાં રે.
તેડી બેસાડીને કર્યો મનસુબો, પત્ર લખીને એક આપિયું રે,
દ્વારામતિ પતિને જઇ આપો, કહેજો દુ:ખ જેવું વ્યાપીયું રે.
ત્રણ દિવસમાં છે લગ્ન તે કહેજો, વહેલા વળજો પેખું પંથને રે;
અંબિકા પૂજી પાછી વળું ત્યાંથી મુજને હરે કહેજો કંથને રે.
શિખવી સંદેશો વિપ્રને વળાવ્યો, વાડવ ચાલ્યો વેગે કરી રે;
વાત છે ગમતી તે એક દિવસમાં દ્વારિકા દેખાડી શ્રી હરી રે.
નિરખંતો નગ્ર શોભા દ્વિજ ચાલ્યો, જોતાં પ્રસન થયો ઘણું રે;
પૂછંતો પૂછંતો હરી મહેલે આવ્યો દ્વારે આવીને ઉભો રહ્યો રે.
પ્રભુજીને કહાવ્યું પ્રતિહાર સાથે, કહો કોઈ બ્રાહ્મણ આવિયો રે;
આજ્ઞા જો હોય તો મહેલ મધ્યે આવે, પત્ર કોઇ એક લાવિયો રે.
દ્વારપાળે સંભળાવ્યું શ્રી પ્રભુજીને, પત્રની વાત ત્યાં સાંભળી રે,
નાથ કહે લાવો તે દ્વિજ રખે ખાળો, અંતરજામી પામ્યા કળી રે.
સાંભળી વચનને સેવક દોડયા ભટજીને ભુવનમાં લાવીઆ રે;
દેખી પ્રભુ સિંહાસન થકી ઉઠયા, દ્વિજવર ત્યાં પધરાવિયા રે.
અર્ઘપાદ્ય સહિત પૂજા કરી વિધિયે, વંદન કીધું વિશ્વંભરે રે;
ભોજન કરાવીને તંબોળ આપ્યું, પોઢાડયા ચારૂ સજ્જા પરે રે.
પાસે બેઠા એક શ્રી હરિ પોતે, અવર નહિં કો તેણે સમે રે;
હસ્ત જોડી શ્રી હરિ એમ બોલ્યા, ધનભાગ્ય પધાર્યા તમે રે.
તમ સરખા મુનિવર મહા દુર્લભ, સંતોષી સંત તપોનિધિ રે;
એમ વિનય વિવેક મધુર વચનેથી, આગના સ્વાગતા બહુ કીધી રે.

કહો ઋષિ કારણુ પધાર્યાનું, હોવાં કોણુ દેશ થકી આવિયા રે;
વૈદરભ દેશ વિષે અમો વસીએ, પત્ર આપ્યો એક લાવિયા રે.
તે આદર સહિત લીધું પત્ર પ્રભુજીએ, પ્યારીનું છે ઉર ચાંપિયુંરે.
જોતાં અશ્રુનાં બિંદુ માંહે દીઠાં, વિરહમુદ્રા જાણે છાપિયું રે;
પ્રીત પ્રીયાની દેખી નેત્ર ભરીયાં, ગદ ગદ કંઠ થયા ધાર્યું રે;
પત્ર આપ્યું પાછું બટજીના કરમાં, વાંચો તમોને અમો સુણું રે.
વાંચે છે વિપ્ર શામ ધરે શ્રવણે. પ્રથમ લખ્યું એમ પ્રમદા રે;
સ્વસ્તિ શ્રી દ્વારિકાં નગરીના નાયક, રાજરાજેશ્વર છો સદા રે.
ત્રિભુવનના નાથ અનાથના બંધુ, સમ્રથ ચતુર ચિંતામણી રે;
કુંદનપુર થકી લખીતંગ તમ પદ, પંકજ કિંકરી રૂકમણી રે.
પ્રાણપતિ અભિનંદન તેનાં, અગણિત સેવામાં લાવજો રે;
જેમ અત્ર રાખો છો તેમ રહી છું, કુશળ સહિત વહેલા આવજો રે.
અપરંચ એજ લખ્યા કારણ છે. સહુ ગુણનિધિમાં સુણ્યા હરી રે.
તે થકી ચિત મારૂં તમમાં લોભાણું, મનથકી હું તમને વરીરે.
આપ કહેશો કુળવંત કન્યાને. ના ઘટે કહેવું સામું કંથને રે;
તે પણ સત્ય લોકિકની રીતે, પણ ના હોય તમ પંથને રે.
હું તો તમારી સદા છું વિચારો, તે માટે મન તમમાં ઠરે રે;
પણ કીરતિ સુણી વિશ્વમાં વનિતા, કોણ એવા તમને ના વરે રે.
માટે સો વાતની એકજ કહું છું, આવે સમે રખે ચૂકતા રે;
ત્રણ દિવસમાં છે લગ્ન પારવતીજી. પૂજું ત્યાંથી રખે મૂકતા રે.
તેડ્યો રૂકમૈયાનો શિશુપાળ આવ્યો બીજા સહુને તમો ભાવતારે;
એ છે સિંહનો ભાગ શિયાળ ન પામે, જો જો આળસ ઉર લાવતારે.
આળસ કરશો જો જીવન મહારા તો મારા પ્રાણ નિશ્ચે જશે રે;
જન્મો જનમ તમને નહિં ભુલું, જ્યારે મળશો સુખ ત્યાં થશેરે.

## ગીત ૧૪૩ મું.

## સીતાજીનો સોહલો.

જનકને ઘેર કન્યા કુંવારી, ચઉદ લોકની માત,
તે વરશે રઘુનાથજીરે, જેનો મહિમા વિશ્વવિખ્યાત,
સીતાજીનો સોહલો.

જનકના દરબારનીરે, શોભા કહી નવ જાય,
કનક મહેલ રચાવીયારે તે તો ઝગમગ થાય. સીતા૦

ચિત્રામણમાં માના ભર્યારે, મેડી અટારીને ગોખ;
કાંતિ મણીના જેવી ઝળહળેરે, પૂર્યા અમૂલખ મોતીના ચોક.
સીતા૦

તરીઆ તોરણ દ્વારે બંધાવો વાજીંત્રના ઘમઘોર;
નેજા પતાકા ફરકી રહીરે, તોડે નાચે કનકના મોર. સીતા૦

સ્ફટિક સ્તંભ હીરે જડયારે સ્વયંવર મંડપ માંહી;
મોંઘા તે મૂલની પામરી, તેતો બાંધીછે માંબરા માંહી,
કનક કચોળે કંકુ રોળવા, મોતીડે ભરાવો થાળ:
ઘેર બેસાડો ગણપતિરે, દ્વારે બેસાડો દિગપાળ. સીતા૦

મંગળ ગાય છે માનનીરે, વહેંચ્યાં ફોફળ પાન;
ગુણી ગુણવંતી નૃત્ય કરેરે, રાય સઉને દે સન્માન. સીતા૦

વેદના ધ્વનિ વિપ્ર વદે, કવિજન કીર્તિ ગાય,
અયોધ્યાનો રાજ્યો આવીયોરે, સેવક ઇચ્છાને હરખ ન માય.
સીતાજીનો સોહલો.



## ગીત ૧૪૪ મું.

આવ્યાં જનક રાયને ઘેર સીતા ઘણું ફુટડાં,
કન્યા કનકની પુતળીરે, તેજ તણો અંબાર:
દેવ મુની કળી ન શકેરે, કહું બુદ્ધિ યથા અનુસાર.
સીતા ઘણું ફુટડાં.

સોળ કળા શશી કોરી સરખું વદન કમળ પ્રકાશ:
નાક વાંસુળી મોહી રહ્યારે, માંહી પુર્યો વીજળીએ વાસ. સીતાં૦
કેસર અર્ચો કપાળમાંરે કુમકુમ કેરો બિંદુ.
ભ્રકુટીએ ભમ્મર ભમી રહ્યાંરે, એક કસ્તુરી શા સુગંધ. સી૦
નેણ કોરેલાં કુરંગીનાંરે; કાજળ ઓળીરે રેખ:
ચતુરા ચોમેર નીહાળતીરે ભાવે જનની રઘુવર વંશ. સી૦
રાજવે ત્રિભુવન મોહિ રહ્યારે મલકલડે મુખ મોડ;
દંતબત્રીશી હસી રહીરે, જેને રઘુવર સાથે છે કોડ. ગી૦
કંઠ કપોતી કામનીરે, ગોરી ગોરે વદન,
આલખ ભરી અલબેલડીરે, ઘણું રૂપાળી રૂપનિધાન. સી૦
પેટથી નારી પાતળીરે, કેસર કટીના લંક.
હળવે હળવે ડગલાં ભરેરે, ચાલ ચતુરાની મેરડાનો વંક. સી૦
ચણીઓ તે ચંપા ભર્યોને, રાણુડે કસબી કોર;
પાલવડો મોતી ભર્યોરે ઉર કમખે લખ્યા છે મોર. સી૦
ઉર જોઇ ઉર વસીરે, રંભાનું છે રૂપ,
મોહિની જોઈ મૂર્છા થઇરે, લાજ્યું ત્રિલોચનનું સ્વરૂપ. સી૦
ઐરાવતે ઇંદ્ર ચડ્યોરે, વિમાને ચડીઆ છે દેવ,
ઇશ્વર પાર્વતી નંદી ચડયાંરે, ઇચ્છા પુષ્પવૃષ્ટિ કરે છે સેવ. સી૦



## ગીત ૧૪૫ મું.

## (જનકનો માંડવો.)

જનકરાયનેરે માંડવે, ભારે મળીઆ છે ભૂપ,
સીતા બેઠીરે બારીએ, નિરખે રઘુવરનું રૂપ. જનક.
કન્યા કહાવેરે તાતને એવો પરણાવો ભૂપ,
ત્રંબક ત્રેણે કડકા કરે, તેને આપજો કન્યાય. જનક.
અયોધ્યા નગરીનો રાજીઓ, રઘુવર રૂપનિધાન,
તેણે ત્રંબક તોડીયું, ઉતર્યાં મહિપતિનાં માન. જનક.
ત્રંબક ત્રેણે કડકા કર્યા, કોપ્યો પાતાળી શેષ,
પરશુરામ ઝબકીને જાગીઆ, પ્રગટયો ક્ષત્રીનો નન. જનક.
દેવનાં દુંદુભિ ગડગડયાં, વળતાં ગાજે નિશાન.
વાજાં વિધવિધનાં વાગીઆં, રઘુવર પરણવા જાય. જનક.
રઘુવર ચઉટડે સાંચર્યા ચઉટે ચમ્મર ઢળાય. જનક.
રઘુવર પોળેરે સાંચર્યા, પોળીઆ પોળ ઉઘાડ. જનક.
રઘુવર શેરીએ સાંચર્યા, શેરીએ શેત્રંજી ઢળાય. જનક
રઘુવર જાનીવાસે સાંચર્યા કહુવો સાળીને હાથ. જનક.
રઘુવર તોરણે આવીઆ, સાસુ પોંખવા જાય. જનક.
અંતરપટરે આડા કર્યા, માનની મંગળ ગાય. જનક.
ધુંસળ મુંસળ રવઇયો, સરીયો સંપુટ ને ત્રાક,
ઇઠી પીંડી ઉતારીઆં, નિરખ્યા સાહીને નાક. જનક.
રઘુવર માંહ્યરામાં આવીઆ, સુંદર પધરાવ્યા પાટ;
જોડે પધરાવ્યાં જાનકી, ઓઢીને નવરંગી ઘાટ જનક.
કન્યા કહાવે તાતને, ત્રાંબા ચોરી બંધાવ. જનક.

હાથેવાળોરે મેળવ્યો, આરોપી કંઠે વરમાળ,
ઘુમટામાં નિરખેરે નાગણી, રઘુવર રૂપ રસાળ. જનક.
ઋષિએ મંગળ વરતાવીયું, સાસુ પીરસે કંસાર,
જનક હઇયામાં હરખીઆ, આપ્યા અખભંડાર. જનક.
વેદની ધ્વનિ વિપ્ર વદે, પરણે સીતાને રામ,
આનંદ ઓચ્છવ અતિ ઘણો, સર્યા સેવકનાં કામ. જનક
મોહી નગરની નારીઓ, જોઇ રઘુવરનું રૂપ,
અયોધ્યા નગરીના રાજીઓ, ઇચ્છા અકળ સ્વરૂપ. જનક.



## ગીત ૧૪૬ મું.

## (શિવ પાર્વતીનો વિવાહ.)

સદારે પારવતીએ તપ આરંભ્યાંરે, પ્રીત માંડીરે ઉમીઆ મહેશ્વરશુંરે.
જનમ્યારે જનમ્યારે હરિ ભરતારરે, સાધ્ય કરોરે સદા ભવતણીરે.
બ્રહ્માના પુત્ર એ નારદ ઋષિ કહીએરે, ચાલ્યાં પારવતીને જોવાનેરે.
પેગે નારદ ઋષિ નગરમાં આવીઆરે,
મંદિર ગયારે રાજા હિમાચળનેરે.
મંદિર માંહીથી મેનકા બોલ્યા રે,
સફળ જન્મ મારે સ્વામી આજનોરે.
ચંદ્રના ગઉઆણી મોતીના ચોકરે,
ચંદ્ર આદિરે મૂકયાં બેસણાંરે,
આવર ચાકર બેસણાં મેલ્યાંરે,
ઘુઘરીઆળા ઘાટ ઓરાઢીઆરે,

ફાળકાં ફોફળ પીળાં જનોઇરે;
ગવરી સો કન્યા હરિ હર વરેરે.
કહોની નારદ ઋષિરે કુશળની વાતરે,
કેઇ પ્રકારે ઉમીઆ માગીયાં રે,
હાથ જોડીને હિમાચળે કર્યો પ્રણામરે,
રૂડીતે રીતે ઉમીઆ માગીયાંરે;
વેગે નારદ ઋષિ કૈલાસમાં આવ્યારે, ગોવિંદે ગરૂડ પલાણીઆરે.
ઇચ્છા પુર ઉતરેરે ઇશ્વર આવેરે, જાન લાવેરે જગદીશનીરે,
કાળારે કેલણા કેલણા બોલણા, હીરલા હંસલા સુનાના બંગલા,
પાણી પંથારે ગંગાધરા, અણાવો સારંગી ઘોડા.
થાઓને સવારી જોડા, જાન જોડોરે જગદીશનીરે.

## દેશી ફેર.

વિપ્ર માગે વધામણી હરિવર આવીઆરે,
થાઓની સવાર હિમ ઉતાવળારે.
હાથીઓની હાર, હ૦ ઘોડીલે ઘુઘરમાળ, શંભુ પધારીયારે.
વહેલો અનોપમ સાર હ૦ રથ અનોપમ સાર. શંભુ૦
પાલખીનો નહીં પાર, હ૦ પાલખીઓ સંસાત. શંભુ૦
જાન રહી વડલા હેઠ, હ૦ જાનને અતિ ઘણાં માન. શંભુ૦
જાનને ખોબલે ખાંડ, હ૦ જાનને બીડલે પાન. શંભુ૦

## દેશી ફેર.

હરનામે હસ્તિનાપુર ગામ, ત્યારે ઉતારો હરીનારે જાન,
નિત્ય નવાં નીપજે પકવાન, ત્યાંરે જમાડો હરનીરે જાન.
* ઢોલ તળાઇને આછાં ચીર, ત્યાંરે પહેરાડો હળધરવીર.

---

* ખાટલો.

## દેશી ફેર.

માળીએ બેઠાંરે મેનકા બોલ્યાંરે,
કીયોને ભરતાર મારી ઉમીઆનોરે,
માથે છે જટા ધારી, અંગે છે ભસ્મ ભારી.
ખભે છે તુમડ ધારી, ગળે છે રૂંઢમાળા,
હાથે છે ડાક ડમાળા, કેડે છે વાસંગ નાગ.
શંગીનો શબ્દ સાંભળમણોરે
મારીરે ઉમીઆને જળમાં બોળોરે,
કળમાં ચાપીરે, લાવો કટારી પેટે ધરી મરૂંરે.
ઉમીઆએ ઇશ્વરને સર્કીયર સાથે કહાવ્યુંરે.
મારીરે માતનાં મન દોહ્યલાંરે,
ઇશ્વરે ત્યાં જઈ રૂપ પ્રકાસ્યુંરે;
જાણે એ ઉગીઓ ચંદ્ર ભાણરે.
ગંગાને જમનાનાં નીર મંગાવોરે.
નાવણ કરે ઉમીઆ નાથજીરે.
બેસણે મેલ્યા પાટ, ગળે આરંભ્યા ઘાટ;
નાક સાહીને નારણવર નીરખીઆ.
કુંસર મસળ સરીયો સંપુટ,
ઈંડી પીંડી ઉતારીઆંરે.

### દેશીફેર.

કોરીને કરવડી જળે ભરીરે, સોળ રંગ માંહ્ય ગંગાનાં નીરજીરે.
શુકર બેઠાં નિહાળીજીરે, નામ્યાં ને આવ્યાં નીરજીરે.
ડાભ બોશીને તત્પર થયાજીરે, નામ્યાં ને આવ્યાં નીરજીરે.
ચોરંગી ચોરી રચીજીરે, વર્ત્યો જયજયકારજીરે.

દેશાફેર.

જેને જેવું જોઇએ તેવું સોહીએ.
રૂક્ષ્મણીને કહાન લક્ષ્મીને ભગવાન.
જંત્રને વાજંત્ર, બ્રહ્માને સાવંત્ર.
રાજા ધર્મ સત, આપ્યા ગજરથ.
રાજા બાળે વેશે, આપ્યા ચારે દેશે.



## ગીત ૧૪૭ મું.

## સીતાવેલ.

વલણ.

ઇશ્વર થકી ઉત્પન્ન હવો, શુદ્ધબુદ્ધનાથ નરેશ,
ઉમાયા અંગેથી ઉપન્યો, તેતો ગવરીપુત્ર ગણેશ.
જનક તનયા કુંવરી તેતો વર વાંચે રઘુરાય,
ત્રંબક તોરણ બાંધીયું ચોતરફ વાગી હાક.

કડવું ૧ લું. દેશાફેર.

રાયે ત્રંબક તોરણ બાંધ્યુંરે, સુરાગ્રહે શુરાતન વાધ્યુંરે;
રાજા જનકે મહાજંગ રચીયોરે, એનો મહીપા મહેશ્વરે મચીયોરે.
પાતાળના પંડિત તેડયારે, નવખંડના નરપતિ મેળવ્યારે;
ત્યાં તો સૂરીનર મુનિજન આવ્યારે, ઋષિ સાથે તે રામ પધાર્યારે;
ભુજબળે તે બાથજ બીડીરે, છત્રપતિ સભા પરવરિયારે.
અંગો અંગે લીલા લઘુ વેશેરે, જાણે ચઉદ ભુવનના નરેશરે.
ભગવાન સભામાં આવ્યારે હંસ માન સરોવર ભાવ્યારે.

વલણ.

અસુર મન અહંકાર ઘણો મહીપતિ મન સોહાય;
નર સઘળા નમતા હતા જ્યારે દીઠા વર્કુંદરાય.
ચંપક તોરણ બાંધીયું ભલે મળ્યા ભૂપાળ.
સતી સીતા જગ ઇશ્વરી તેતો શિર સજે શણગાર.

કડવું ૨ જું—દેશાંકર.

શણગાર સતી શિર માણેરે, તેતો વળતાં વિધાત્રી ન જાણેરે.
ભમર જોત ગોફણે લાગીરે, જાણે સેના રચ્યારે શેપનાગીરે.
દંત દાડમકળીરે સમાણેરે, કીર કોટી કમળ પ્રમાણરે.
કાને લલિત કુંડળ લળીયાંરે, જાણે કામધેનું સાંકળીયાંરે.
નાગરવેલ દાડમકળી લાગીરે. પીયું કહેતાં પરવાળી ભાગીરે.
મુખ બોલે છે પંક ચકોરરે ગિરિવર છાયા ઘમઘોરરે.
સતી કનકવરણી દેહારે ચતુરાઇ લખી ચિત્રલેહારે,
કર કુંભસ્થળ પરમાણેરે, કટીના લંપટ પરમાણેરે.
અગળા આભુપણ અંગેરે, કટી કેસરી સિંહની લંકેરે
નિજ જામની જાણીએ રંભારે, જંઘા જાણીએ કેળની સ્થંભારે.
ગજ ગતી છે. રાઘવ ઘરણીરે, એની પાની છે કુમકુમ વરણીરે.
પાયે લંબસ્થળ ભુજ રાતીરે, જાણે પ્રકટ હવો પ્રભાતીરે,
પાએ નુપુર રૂમઝુમ વાગેરે, જાણે પાણી પાણી માંહે ભડ ગાજેરે

વલણ.

સતીએ રૂપ આલેખીયું વનિતા કરે વખાણ,
સીતા વેલજ ચંગે છે જમ વરવો સારંગપાણ;

કુમકુમ કસ્તુરીને કેવડો અગર કપૂર અબીલ,
કંકણ ચુડિને મુદ્રિકા સતીએ પહેર્યાં ચરણ ચીર.
પાયે ઘુઘરી ઘમઘમે ગુણીયલ મંગળ ગાય.
નર સઘળા નમતા હવા જ્યારે દીઠા વૈકુંઠરાય.

## કડવું ૩ જું.—દેશી ફેર.

સતી મંડપ માંહી આવેરે, મુનિવર મોતીડે વધાવેરે,
મોર ચાતક તો ઘમઘોરરે, જાણે ઇંદ્ર મોહ્યા કે ચકોરરે;
નારી કુંજલમાં ચંપાયરે, છત્રપતિ મોહ્યા સભાએરે,
સુંદરી મન શ્રીપતિ ભાવેરે, કચ્છ કોંભાંડ ઉપર આવેરે.
કોંભાંડ તણા ગુણ ગાજેરે, ત્યારે ઇંદ્ર ભુજા દંડ ભાગેરે,
રાણી રંભાએ રાવણ દીઠોરે, ત્યારે અસુર લંકાપતિ ઉઠયોરે.
મહાપુરૂષે પરાક્રમ કીધુંરે, એક વહેંત ઉચરકું લીધુંરે.
ગણીઆ બહુ બાથજ ઘાલેરે, તોએ ત્રંબક તસુએ ન હાલેરે,
હઠ મૂકો હઠીલા રાણારે, ગત ગઇને કર ચંપાણારે.
ત્યાં તો કહાડી ન શકે કોયરે, એને મંડપે મહિમા હોયરે,
નર નાસ્તિક થઇને નિસરીઆરે, ત્યારે છત્રપતિ ખળભળીયારે.
મુખ ટીલુંને શીશ ધુણાવેરે, કાયરને તો કંઇ ન ફાવેરે,
મહા મોટેરા ભડ ગયા હારીરે, રાજા જનકે જોયું વિચારીરે;
આ તો કન્યા રહી કુંવારી રે.

### વલણ.

ભડ સઘળા ભાગી પડયા,
ભુજ ભડ ઉપર ભાર,
પિયુ પુરૂષને ખોળવા સ્વામી પ્રગટોને આ વાર.

પૂર્વ જન્મની પ્રીતડી શેં ન સંભારો રાય,
કહણુ કૌભાંડ ભાગવા બેઠા થાઓને મહારાજ.
છાના રહ્યા છો છુપાઇને પ્રગટ થાઓને આપ,
જગતળ જોન પ્રકાશીએ પછી રીજવીએ મુજ બાપ.

## કડવું ૪ થું. દેશી ફેર.

બેઠા થાઓની ભગવંત બળીયારે,
તમને જોવા ભુવન ત્રણ મળીઆંરે;
મારી પહેલી તે પ્રીત સંભારોરે.
મંડપનો તે મહિમા વધારોરે,
સુંદરીએ તે બોલ સુણાવ્યોરે, ઋષિ પાસે રઘુવર આવેરે.
લઘુ વેશે કહેતાં હું તો લાજુંરે, ગુરૂજી કહો તો ત્રંબક ભાગુંરે.
ઋષિને પાયે તે પ્રણામ કીધોરે, વિશ્વામિત્રે તે મહાવર દીધોરે.
ભડ કૌભાંડ ઉપર આવેરે, શીકુલને સિંહજ ભાવેરે,
ગજ જેથી અખાડે પેઠોરે, કામ કામનીએ તે કંદર્પ નિરખ્યોરે
સેવકોએ તે સાર્થક જાણ્યોરે, વેદ માંહે તે બ્રહ્મા વખાણ્યોરે.
મહારાજે તે જાનકી નિરખીરે, ત્યારે લાજી સીતા મન હરખીરે.
મુખ આડે તે પાલવ સાહ્યોરે, જાણે ચંદ્રમા વાદળે છાયો રે,
રામ જેણે જેવો કરી ધાર્યોરે, રામ તેને તેવો કરી ભાવ્યોરે.
રામ દીઠ કૌંભાંડ ગુણ ગાજેરે, ત્યાં તો ઇંદ્ર ભુજાદંડ ભાજેરે.
રામ દીઠે ધનુષ બંધ તુટેરે, જાણે ગિરિવર સાહુલ છુટેરે.
ભાથા ગ્રહી ભુજા ગજ રહ્યોરે, રઘુનાથે તે કૌભાંડ ચડાવ્યોરે.
સઉ દેખતાં શતખંડ કીધોરે, રામે જીત્યા તણો જશ લીધોરે.
પછી મસ્તકે ઓલ બંધાવીરે.

### વલણ.

રાજા જનક કેરે આંગણે ઓચ્છવ થાય અનંત,
સઉકો કહે સીતા પરણશે સ્વામી પ્રેમાનંદ.

### કડવું ૫ મું. દેશી ફેર.

હાથેવાળો સાહ્યો સારંગપાણરે, રાજા જનક દે કન્યાદાનરે;
વર કન્યાનું લે છે દાનરે, તે તો સઘળા જુગમાં જાણરે,
વાતો વૈકુંઠ લોકે જાયેરે, ઋષિપત્નિ તે મંગળ ગાયરે,
મોટા મુનિવર મહુરત સાધેરે, વિશ્વકર્મા તે ચોરી બાંધેરે.
રામ દીઠે તે સઉકો હરખેરે, ત્યાં તો મંગળ પહેલું વરતેરે.
રામ દીઠે તે સઉકા હરખ્યુંરે, ત્યાં તો મંગળ વરત્યું છે બીજુંરે.
ત્રીજે મંગળે અતિરે સ્નેહરે, સીતા કુમકુમ વરણી દેહરે.
રામ સીતના ગુણ સંભારેરે, ત્યાં તો મંગળ વરત્યું છે ચોથુંરે.
રામ સીતા તે પરણીયાંરે, કંસાર આરોગે પ્રીતેરે.
માત પિતાને પાયે લાગેરે, દરિદ્રીનાં દુઃખ તે ભાગેરે,
સીતાવેલ હરખે ગાયરે, એનીપેર ગ્રંથ ઉચરેરે.
સીતાવેલ બ્રહ્માએ વખાણીરે, ધનુષ ચડાવ્યું સારંગપાણીરે.
જેણે સીતાવેલ જોડીરે, દાસ કહે છે વજીઓ કર જોડીરે.

### વલણ.

કર જોડી કરે વિનતિ કરે કવિતા વજીઓ દાસ.
સીતાવેલ ગાય સાંભળે તેનો હોય વૈકુંઠવાસ.



## ગીત ૧૪૮ મું.

# સીતા મંગળ.

### કડવું ૧ લું.

સતીરે સીતાને ચરણે લાગુંજી, નિર્મળ વાણી અવિચળ માગુંજી.

વલણ.

માગું છુંરે શુભબુધ મનોહર સ્વામી સારંગપાણ,
ગુણ વરણવુંરે હું તારા મને આપો અવિચળ વાણ.
શિવરાતે મંડપ રચ્યો તેડીયા બહુ ભૂપ;
ઋષિ સાથે તે રાઘવ તેનું ત્રિલોકમાં નહિં રૂપ.
પાતાળના પંડિત તેડ્યા ને આવ્યા ગગન મુનિ દેવ.
રાવણ કહે હું ધનુષ ભાગું કન્યા વરૂં તત્મેવ.
સતી જાનકીએ સામું જોયું, દીઠા શ્રી મહારાજ:
સ્વામી ભવોભવ હું ચરણ સેવક કેમરે વિસારો આજ.
સતી કેરાં વચન સુણીને હરખ્યા તે શ્રી મહારાજ,
ક્ષણમાં વરૂંરે હું જાનકી તું રાખ મનમાં ધાર:
કરજોડી પુરી ભણે જેનો અમરાપુરીમાં વાસ,
સ્વામીજન સૌકોની દાસ છું રઘુનાથ રાખો પાસ.

### કડવું ૨ જું. દેશી ફેર.

રતનાળી સીતાજીએ વેણી વછોડી, શેષનાગ સુલંકી રહ્યા કરજોડી.
રોહિણીપતિ દર્શન દોનેજી ધાઈ.
મુખની છબી અતિ શુધી સોહીએ માંહી,
નાસિક શુકચંચ અધર રસ સોહીએ,
દંત દેખીને માનનીનાં મન મોહીએ.

કંઠ ઉપર કોકિલા વારૂણુ જાય,
પગ જોઇ ગજેંદ્ર ગફ્ણીમાં ચાલે.
માવડી કરે કોમળ કુમકુમ કેરા,
આપ્યા ખાંડ ખજુરી કેરારે મેવા.
શણગાર સજે રાજા જનક કુમારી,
ત્યારે માનની મંડપ હેઠળ જોતી.
પધાર્યા છે રાવણનેરે રાણા,
કોઇ દંડ ન ભાગે ને હાથ ચંપાણા.
એવાં કૌતક જોઇ મુનિવર હશીયા,
એવાં વચન સુણી રાણે રોષે ભરાણા,
ત્યારે માનની મંડપ હેઠળ રહીને,
ત્યારે સીતા સુલક્ષણી સુંદરી બોલ્યાં.
સ્વામી આજ તમો મુને કેમરે વિસારી,
જુગજુગમાં પ્રીતિ હતીરે તમારી;
ત્યારે શ્રી રઘુનાથે પલવટ વાળી.
ત્યારે અવિચળ ગુણ ધનુષ્ય ભાગ્યું,
ત્યારે ચૌદલોકમાં વાત ચાલી,
કર જોડીને પુરી કહે નંદ આવ્યો.
સતી જાનકીએ રઘુનાથ વધાવ્યો.

કડવું ૩ જું. દેશી ફેર.

જાન લઇ ચાલ્યા દશરથ રાય, હાથી ઘોડા બહુ કળ્યા ન જાય.
કાળા કાબરા ને રાતા ઘણા, સુંદર મહારાજા તણા,
લીલા પીળા ને વળી ધોળા જે, પાખરીયા પલાણીયા તે.

રથ સાહેજવાળાની રચના ઘણી, જાન વખાણી રાઘવ તણી.
ભારે તે શેષનાગ પાતાળ, ગયાને રજે સૂર્ય ચંદ્ર ઝંખાય,
અંબર ભુંગળના નાદજ થાય, ક્ષણમાં પહોંચ્યા દશરથ રાય,
સામઇયે રાજા જનકરે જાય.
જાન જોવાઇને આવ્યું સહુ, હસ્તળ મસ્તળ મળીયું બહુ.
જાન જોઇને જનક હરખ્યા, એ આગળ આપણ રાજા કરખ્યા,
ભેટયા વંદવાઇ ને મળીયું મન, જનક કહે મુજ જીવ્યું ધન.
એળચીવાળાં જળ આણીયાં, ખાંડ પાણી સર્વને પાઇયાં,
ચંદન ઓરડા ઉઘાડીયા, દશરથ રાય ત્યાં ઉતરીયા,
જાંદરણીનીરે જુગત બની, પાથરણાં આપ્યાં પાથરી,
ઘોડાની ઘોડારો ઘણી, વિવિધ કરશું માફા તણી;
પાલખકે મુકો પરસાળ, સામી દિસે છે અતિ રસાળ,
માતા તે અંજન કરો. કંકુ ચંદન રઘુપતિને ધરો.
માતા તે મનમાં ભણે, રખે કુંવર કોઇની દષ્ટિએ પડે.
ભરત શત્રુઘ્ન, રઘુપતિ વીર, વર પાસે બેઠા ત્રણે વીર,
માતાજી ચિંતા નવ કરશો, તમો રક્ષા કરશુંરે રાઘવ અમો.
એતો કહીએ કરણ રૂપ, સૂર્યવંશી મહા મોટા ભૂપ.
ધનુષ તો એણે ભાજ્યું, બાણાસુરનું કુળ લાજ્યું.
આવ્યા જનક બોલ્યા વાયકા, કલુવો લઇ ચાલી નાયકા.
નગરમાં એક નારી જે, કલુવો લઇને ચાલી તે.
ગાતી ને વાતીરે જે ઘેર જાય, ઘણું સંતોષ્યારે દશરથ રાય.
કૌશલ્યા બાઇએ દીધાં માન, સઉકોને આપ્યાંરે ફોફળપાન,
જનકની જે વહુ દીકરી, તેને તે ફોફળ આપ્યાં ગણી,
તોરણ છંદે નાચે મોર, મંડપમાં દિસે ઘમઘોર.

ગોત્રજ આગળ બેઠાં સીતા રાઘવજીશું પૂરણ પ્રીત.
ગોત્રજ માએ વર આપીયો, રૂદેકમળ માંહે ચાંપીઓ.
દશરથ રાયના જાયા ધીરધર્યો, રઘુનંદન વરઘોડે ચડયા.

## કડવું ૪ થું. દેશી ફેર.

• દાહોને તીર તણ્યા, વાજિંત્ર વીણા વાગેજી,
ચંચળ અશ્વે ચડયા રઘુનંદન, ઢોલ દદામા વાગેજી;
જાંદરણીઓ વરની સંગાથે, ગીત મધુરાં ગાયજી,
જોવા મળીયા લોક નગરના, રાઘવ કોણે દીઠાજી,
કેડ ઉપર કટી મેખળા સોહએ ને નૂપરે પુર વાગેજી,
સીતાનો વર શોભાતોરે, કોડ બ્રહ્માદીક રામજી;
કર કોમળ ગ્રહી રહેજોરે, સુંદરી થાશે જન્મનું કામજી,
પુરીના રે પ્રભુશ્રી રઘુનંદન, ડલ કમળ ઢલ રામજી.

## * કડવું ૫ મું. દેશી ફેર.

એવા તોરણે આવ્યારે રઘુવર રાય, સાસુ પ્રેમ પનોતાંજી
પાંખવા જાય.
નાક સાહીને નિરખ્યા શ્રી અંતરયામી, મારી લાડ લડુકી
રૂડો વર પામી.
ગજે ઘાટ ઘાલીને મંડપમાંરે આણી, રાજા જનકની રાણી
સભામાં વખાણી.

* આ કડવું વર તોરણે આવે ત્યારે પણ ગવાય.

એની ચોરીએ ચોતરફ હીરની દોરી, રાજા જનક કહે સીતા રામ પેગોરી.

ત્યારે મધુરીશી વાણી કૌશલ્યાજી બોલે, નવખંડમાં નહિં મારા રામની તોલે.

સીતા પહેલું મંગળ વરત્યું રઘુરાયે, ત્યાં તો અન્ન સરીખાં દાન અપાય.

સીતા બીજું મંગળ વરત્યું રઘુરાય, ત્યાં તો ગવરી સરીખાં દાન અપાય.

સીતા ત્રીજે દશરથ રાયે હસવુંરે કીધું, ત્યારે શ્રી રઘુનાથે મહા દાન લીધું.

સીતા ચોથે મંગળે અતીસેં સ્નેહ, ત્યાંતો સીતા સુલક્ષણી સુંદરી દેહ.

ત્યાંતો બાવનપુરની થાળીરે આણી. ત્યાંતો ડુંગરપુરની ઝારીરે આણી.

કંસાર પીરસે રાજા જનકની રાણી.
કંસાર પીરસ્યો છે રૂડીરે રીતે, સીતારામ જમ્યાં તે પૂરણ પ્રીતે
વરકન્યા રમ્યાં છે બેઉ કરજોડી. વરકન્યા સજોડાનાં ભામણાં લીજે.

## કડવું ૬ ઠું. દેશી ફેર.

ઉત્તમ જળ ઉષ્ણોદક મૂકયાંને, જાનને નાવણ કીજેજી;
પાયે પીરોજીને સુના આંટણીયો, તો જાનને વાસણ દીજેજી.
બાવનપુરની થાળી અણાવોને, ડુંગરપુરની ઝારીજી;
વાડકા વિજાપુરી આણોને, સુવર્ણ કળશ લાવજી.

કાદા તે ઘઉંનો કંસાર પીરસોને, માંહી માળવીયો ગોળજી.
ઘી તો ગવરી કેરાં પીરસોને, ખોબલે પીરસો ખાંડજી,
શેવો તો સશુદ્ધ પીરસોને, પાપડ પુનમ ચંદ્રજી;
શાક તો સુરણનાં પીરસોને, રાયતાંને નહિ પારજી,
કેર કરપટને લીલાં કરમદાં, કેરી અનોપમ સારજી;
ભાત તો કમોદનો પીરસોને, દાળ ચંપાના છોડજી.
દૂધ તો જોટાનાં પીરસોને બાચકે બુરાં ખાંડજી,
શાક પાકનો પાર ન લઇએ ને, સંતોખી સર્વ જનજી.
શુધ આચમન લઈ બહાર પધાર્યાને, આપ્યાં ફોફળપાનજી,
પેરામણીનો સમય થયો છે ને, જે જોઇએ તે લીજેજી.
દશરથરાયને સોનાનું ટીલુંને, રઘુનંદનને જનોઈજી,
પાંચે વસ્ત્ર રઘુનંદનને ને, હાથે સુનાના વહેડજી;
કૌશલ્યા સતીને ઝાલ ઘડાવોને, પ્રેમેશું આપીને પહેરોજી,
જાંદરણી જુલતાનની સાડીને, માંડવે આવીને પહેરોજી.
ઘરચોળાં ઘટ કોડી અણાવોને, પાટણનાં પટોળાંજી;
સાત સરાં સુનાં અણાવોને, રૂપઇએ નહિ પારજી.
સાત વરસનાં છે સીતા સુંદરી, રમકડાં લઈ આવોજી;
રમકડાં રઢીઆળાં દીસેને, સીતાને મન ભાવેજી,
સાત વરસનાં સીતા સુંદરી, ગડબડ માંહી જાયજી.
સીતાની માયે શ્રીરંગ તેડાવ્યાને, કર જોડીને પૂછેજી,
અમારી સીતાને તમો સુખ દેજોને, ચઉદ ભુવનના ભુપજી;
સીતાને શિખામણ દીધીને, તું છે કુંવારી મારીજી;
રઘુનંદનજીનાં વચન સુણજેને, છતજ વધશે તારીજી,
સીતાબાઇ તો સાસરે ચાલ્યાં ને, દાદાના દેશ મૂકયાજી;

સીતા વના તો સુનું લાગે ને, તુળશીના કયારા સુકાયાજી.
પાછું વાળી જુઓ સીતા પનોતાંને, વીરાને દોની આશાપજી,
ઘણાં વર્ષ જીવજો વીરાજી મારાને, ભાભીના નવરંગ ઘાટજી.

### કડવું ૭ મું. દેશી ચાલતી.

ધન ધન દશરથ તાતને, ધન ધન કૌશલ્યા માતાજી;
ચોરશ મંડપ જીતીયોને, લાવ્યા સીતા નારીજી.
ત્યારે પાસે રમો રઘુનંદન, ગોરને આપો દાનજી:



## વર કન્યા પરણી ઉઠે તે વખતનાં ગીત.

### ગીત ૧૪૯ મું.

કલમલ કંકણુને ચુડી, જ્યાવર કરતાં કન્યા છે ઘણી રૂડી,
કહેરે છૈયા શાં પુન્ય તે કીધાં, તેરે પુન્યે આ કન્યા તું પામ્યો;
કાશી જઇને વિશ્વનાથને તેં સેવ્યા, તેરે પુન્યે આ કન્યા તું પામ્યો



### ગીત ૧૫૦ મું.

વહેવાઇ અમારે આંગણેરે; નાચે કળાયલ મોર;
નોબતખાનાં દરબારમાંરે, થાય શરણાઇયોના સોર.
કીયાભાઇ તે સુબા શહેરનારે, કીયાભાઇ દેશ દીવાન;
કીયાભાઇ તે ભોગવે સાહ્યબીરે, કીયા ભાઇ ચલવે છે રાજ.
રાજ દરબાર રાજ્ય તણોરે, હસ્તી ઝુલે છે દરબાર,
કીયા તે ભાઇનો બેટડોરે, તે રૂપ તણો ભંડાર.
બત્રીસ લક્ષણુ બહુ ગુણીરે, ચૌદ વિદ્યા ગુણુ જાણુ,
ચંદ્ર સરખો નિશાએ શોભે, પ્રભાત સમેનો ભાણુ;
જડીત્ર જનોઇ શોભતુંરે, આભુષણે ભરીયું અંગ;
શેરીએ રમે સોહામણો, દેખી વહેવાઇને લાગ્યો રંગ.
બેટી તે આપી પોતા તણીરે, થયા કીયા ભાઇ ન્હાલ;
કર જોડી કરે વિનતીરે, અમ ઉપર રાખજો વહાલ.
કીયા ભાઇ તમને વીનવુંરે, લાગો કીયા ભાઇને પાય;
કન્યાદાન વીવીધ કરી, જ્યોવર પરણીને ઘેર જાય.

કેટ' વહુ વહેવાણ તમને વિનવું, આવી કરો અમારી અરજ.
કન્યા પામ્યાં કોડામણી, હવે નથી તમારી ગરજ,
વર કન્યા સુખ ભોગવો, ને કરજો કુશળ ક્ષેમ;
અજરાગર જોડું રહો, વહેવાણો રાખજો પ્રેમ.



## ગીત ૧૫૧ મું.

(તાપિ વિવાહ.)

સરસ્વતિ સ્વામીને વીનવું, ગણપતિ લાગવું પાયરે.
તાપીનાં તેજ છે આકરાં, પાણી છે નિર્મળ નિરરે;
સૂરજ બેઠી તમ તણી, માગે છે સાવણરાયરે,
સાવણ વાડીએ ઉતર્યો, તાપીને રમતેલી દીઠી.
કે રે તું પરણી કે આદરી, કે રે તું બાળ કુંવારીરે,
નથી પરણી નથી આદરી, હજુએ છું બાળ કુંવારીરે:
ઘેર જઇ માડીને પૂછીયું, કન્યા રૂપનું ધ્યાનરે,
તેડાવો જોષીના બેટડા, તાપીનાં લગનને જોવાડોરે.
જોશીએ મુહુર્ત આપીયાં, સાતમ ને સોમવારરે;
તે લગન લહટ્યા પરમાણુરે, થાળ ભરી સગ મોતીડે.
લ્યો જોસી કણવટ આપુરે, કણવટ લેઈ જોશી ઘેર ગયારે,
જોશીણે પુછી છે વાતરે, કોની બાઈરે વહુ દીકરી;
કોનાં લૂંટયાં ગર્થ ભંડારરે, કોનાં લૂંટયા ઓરડા ઓરડી,
કોનાં લૂંટયા પેટી મજુસરે,
નથી વાહીરે વહુ દીકરી, નથી લૂંટયા ગર્થ ભંડારરે,
નથી લૂંટયાં ઓરડા ઓરડી નથી લૂંટયા પેટી ને મજુસરે.

માણેક દડોરે મોતિ છડો, તાપીના વિવાહ કે માંડ્યાંરે;
મેં તુને વહેવાઇ વારીયા, જેહનાં લગ્ન ન લેશેરે.
નહી મેળે ખોળ ખપાસરે, નહિ મળે પાણી ને ઘાસરે,
વહેવાઇએ આવતા જાણીને, સંબંધિ વાવને ખોદાવીરે.
વાવ ખોદાવી તો ભલે, ચરૂએ ઓસાવ્યાં છે અન્નરે,
અન્ન ઓસાવ્યાં તો ભલે જમાડો વરની જાનરે,
જાંન જમાડી તો ભલે, બીડલે બાસઠ પાનરે;
જે વર શેરીએ સંચર્યા, શેરીએ કાચને ઢોળાવેરે.
જે વર સીમે સંચર્યા, સીમે તે સાળ રોપાવેરે;
જે વર પાદરે સંચર્યા, પાદરે પડાને વગડાવેરે;
જે વર ખડકીએ સંચર્યા, ખડકીએ પડાને વગડાવેરે,
જે વર મંડપે સંચર્યા મંડપ તો મોગરે છાયારે.
જે વર મ્હાયરે સંચર્યા, મ્હાયરાં મોતીએ ભર્યાંરે,
નીસર એલડી ઘેલડી, નીસર કન્યાની માડી,
ના ઘડીઓ વર ઝુખશે, સૂકાશે મુખના તંબોળરે,
પટકોરે મેરૂરે પાટલડી, કાંચલડીએ કેશ બાંધુંરે;
ચાલતી મ્હાલતી નીસરી, જાણે ભાદરવાની બેંસરે.
ડોલતી ડોલતી નીસરી, જાણે ઉનાળાની ઉધરે;
નાક સાહી વર નીરખીયા, ગળે ઘાલ્યાં છે ઘાટરે,
આણી બેસાડયા છે મ્હાયરે, બેસણે માંડયાં છે પાટરે;
કન્યાએ કાંકણ પહેરીયાં, પડીરે પાનેતરે ગાંઠરે.
આડાંરે અંતર પટ ધર્યાં, હોય તંબોળે છાંટરે;
કાથા ચંદન કેરી કુરવડી, રસીસાર કંસારરે,
વેદ મંત્રે કંસાર પચવ્યો, તેડાવે કન્યાની માડીરે;

સોનેલા થાળ અણાવો, રૂપલા ઝારી હાથરે.
ઘી આણાવો ગૌરી તણાં, ખોબલે પીરસોને ખાંડરે,
ત્યાં તો રામ જમાડે સીતાનેરે ત્યાં તો સીતાને જમાડે રામ.
અન્યોઅન્ય જમાડોયાં, વાળ્યા ઉછીના પાડરે.



## ગીત ૧૫૨ મું.

લાડી તું તો બોગનઘાની હતી હુંડીરૂ,
લાડી તું તો દળની દાણા ભરી કુંડીરૂ;
લાડી તારે તોય ખાવાની હતી ખામીરૂ.
લાડી તું તો પુરણ સંકટ પામીરૂ.
લાડી તું તો છાણાં વીણવા જતીરૂ.
લાડી તું તો વન વનમાં અથડાતીરૂ
લાડી તારા બાપે તને ન પરણાવીરૂ,
લાડી તારી માને દયા નવ આવીરૂ:
લાડી તારૂં ભાગ્ય ઉદય થયું જ્યારેરૂ,
લાડી તને કીયાંગેન[1] માતા મળ્યાં ત્યારેરૂ.
લાડી તારા કર્મની રેખા થઈ સામીરૂ,
લાડી તું તો નવરંગી વર પામીરૂ:
લાડી તેં તો ચુડો ચળકતો પહેર્યોરૂ.
લાડી તારા તનનો ફરી ગયો ચહેરોરૂ.
લાડી તું તો કોડે જમી કંસારરૂ,

---

૧ અહિં વરની માનું નામ લેવું.

લાડી તારો સફળ થયો સંસારજી;
લાડી તને ભલો મળ્યો ભરથારજી,
લાડી તારા પુણ્યનો નહિ પારજી.
લાડી તું તો પરવશ પડી હતી કેવીજી,
લાડી તું તો હતી બંધીવાન જેવીજી;
લાડી તને કીધા ભાઇએ[2] છોડાવીજી,
લાડી તારા પગની બેડી તોડીજી.
લાડી તું તો ગણત્રીમાં કશી ન ગણાતીજી,
લાડી તું તો લહાણામાં આવી લેવાતીજી;
લાડી તને નવરંગી લડાવશે લાડજી,
પુરો માનજે કીકાભાઇનો[3] પાડજી.

---

૨ અહિં વરનું અગર વરના બાપનું નામ લેવું.
૩ અહિં વરના બાપનું નામ લેવું.

## ચોરીમાં ગાવાનાં ગીત.

### ગીત ૧૫૩ મું.

ઓઝડા માટી ક્યાંથી લાવ્યો ક્યાં ભીંજવીરે,
ગંગામાંથી ગોરમટી લાવ્યો દુધે ભીંજવીરે;
નાના નાના બાળ પરણે ચોરી ચીતરીરે,
સીતાને શ્રીરામ પરણે ચોરી ચીતરીરે.

### ગીત ૧૫૪ મું.

લાડી તારૂં તપ પુરૂં ફળાયુંરે, તેથી તને સારૂં સાસરૂ મળીયુંરે.
નહિ તારા પુણ્યમાં ખામી, તેથી તું તો એ વર પામી.
લાડી તારી નમ્રતા નિરખી, અમે તને પ્રથમથી પરખી.
મીઠી તારા મુખડાંની વાણી, તેથી તને સૌ કહે છે શાણી,
પ્રથમ તેં દેખાડી પ્રિત, ચોરી લીધુ જ્યાવરનું ચીત.
નિર્મળ છે તારી જાતી, તેથી તું જગમધ્યે જીતી,
લાડી તું તો ડહાપણનો દરીઓ, તેં તો વશ કંથને કરીયો.
લાડી તારી ચળકે છે ચુડી, ગતી તારા કર્મની રૂડી,
લાડી તારે હૈયે છે હાર નહિ તારા પુણ્યનો પાર.
ભણી તું તો ભણતર ભાવે, કોઇ તારી તોલ ન આવે.
ઉગ્યો તારા ભાગ્યનો ભાણ, મળ્યો વર ચતુર સુજાણ,
માગ્યુ તું તો પ્રભુની પાસ, પ્રભુએ પુરી તારી આશ
ધન્ય ધન્યરે તારી કરણી, પ્રેમે તું તો જ્યાવરને પરણી.

## ગીત ૧૫૫ મું.

આણી તીરે ગંગારે પેલી તીરે જમુનારે, વચમાં સરસ્વતી નદી
વહે છે,
સોનાનું બેડુંરે, રૂપલા ઇંઢાણીરે, સીતાવેલ પાણીડાં સંચર્યાં;
રાસડી ના પહોંચેરે, ઘડુલો ના ડુબેરે, કુવાને કાંઠે ઉભાં રહ્યાં—
આણી તીરે.
સોનાની ગેડીરે, રૂપલા દડુલોરે, રામચંદ્ર રમવાને નિસર્યા,
કોણ છોરે કોણ છોરે કોણ તમારૂં નામરે, કઇરે નગરીના ગરાસીયા
દસરથનો બેટોરે, રામચંદ્ર નામરે, અયોધ્યા નગરીના ગરાસીયા.—
આણી તીરે.
કોણ છોરે કોણ છોરે, કોણ રાયની બેટીરે, કોણ તામારૂ નામરે
કઇરે નગરીની ગરાસણી.
જનકની બેટીરે સીતાવેલ નામરે, હજીએ છું બાળકુંવારડી,
પાનનાં બીડલાંરે સાત સોપારીરે, લગનં નિરધારી વહેલા આવજો—
આણી તીરે.

## ગીત ૧૫૬ મું.*

વર કન્યા જમેરે કંસાર આનંદ આજે અતિ ઘણોરે,
પાસે બેઠી સહીયરો બેચાર, તપાસ રાખે તે તણોરે;
રત્ન જડીયો બાજઠ વિશાળ, મુક્યો છે મુખ આગળેરે,
શોભે ઉપર સુવર્ણ થાળ ત્યાં ઝારી ભરી છે જળેરે
સાસુજી સજી સોળ શણગાર, પીરસવાને આવીયાંરે.
ઘીની વાડકી સાકર તૈયાર, થાળી ભરી લાવીયાંરે,

---

* લાવણ્ય ગ્રંથ ભાગ બીજો.

પીરસતાં મન મલકાય, આનંદ અંગો અંગમાંરે;
બેગાં બેસી જમે વર કન્યાય, અધીક ઉમંગમાંરે,
અન્યો અન્ય જમાડે કરી પ્રિત. મલકડો કરે મુખથીરે.
ગોરી મળી ગાયે મંગળ ગીત, આશીષ સર્વ ઉચરેરે;
જમી રહી આપીયું આચમન, સાસુએ નીર નામીયાંરે.
જોઈ જોઇ હરખ્યાં સહુજન, આનંદ સહુ પામીયાંરે
વર કન્યાએ લીધો મુખવાસ સહુજન જુવે સ્નેહથીરે.
સગાં સ્નેહી આવીને પાસ, નજરાણાં કરે નેહથીરે;
વર કન્યાની જોડી જોતાં વાર, આનંદ ઉર થયો ઘણોરે,
દીલથી આશીષ દે છે દલપતરામ જગતમાં જય જયકાર થયેરો.



ગીત ૧૫૭ મું.

લાડો લાડી જમેરે કંસાર,
કંસાર કેવો ગળ્યો લાગેરે !
નાખે માંહી ઘી કેરી ધાર;
સંસાર પાયો ફળ્યો લાગેરે !
લાડો લાડી જોડે એક ગાંઠ.
અગ્નીની શાખે આજથી રે !
રહેશું રાખી એક ભાણે હાથ.
માયા ને મરજાદથી રે !
સુખે દુઃખે રે'શું રંગે રોજ
એકજ અંગે નેહથીરે !
નવલો દે સામસામા હાથ
જોડી મોઠ દેહથી રે !



## ગીત ૧૫૮ મું.

વર કન્યા જમેરે કંસાર ઉપર ફીયાં બહેન ટળવળે રે
લીધો છે ચકલીનો વેશ, કે પડયા દાણા વીણી ખાયે રે,
લીધો છે બીલાડીનો વેશ, કે થાળીના કાના ચાટી ખાયે રે.

## ગીત ૧૫૯ મું.

કન્યા બાઇને કંસાર ન ભાવેરે, જીયોવર તો ફુચે ફુચા મારેરે,
કન્યાબાઇ તો સકાળમાંથી આવીરે, જીયોવર તો દુકાળમાંથી આવ્યોરે.

## *ગીત ૧૬૦ મું.

ચોરીમાં ચરકલડીરે બોલે, દાદાજી અરથ ઉકેલો,
અમારા દાદાને હાથી ને ઘોડા, તે બાને સાસરે દેજો;
સંપત હોય તો દેજો દાદા મોરા, હાથ જોડી ઉભા રહેજો.
હાથ જોડી ઉભા રે'જો દાદા મોરા, જીભડીયે જશ લેજો.
ચોરીમાં ચરકલડીરે બોલે, દાદાજી અરથ ઉકેલો,
અમારા વીરાને નવલીરે આયો, તે બાને સાસરે દેજો;
સંપત હોય તો દેજો વીરા મોરા, હાથ જોડી ઉભા રહેજો,
હાથ જોડી ઉભા રહેજો વીરા મોરા, જીભડીયે જશ લેજો.

---

* મેઘાણીના ચુંદડી નામના ગીત સંગ્રહમાંથી.

## ગીત ૧૧૧ મું.

( રઘુનાથજીની ઘોડલી.)

પ્રથમે શ્રી ગુરૂને પાયે લાગું, સરસ્વતી માગું વાણ,
રઘુનાથ વિવાહ ગાઈશું, જાનકીને પરણ્યા ભગવાન;
રઘુનાથજીની ઘોડલી.

વિશ્વામિત્ર સંગે આવીયારે જનક મંડપ માંડી,
દેશ દેશના નરપતિ મળ્યારે, કોઈએ ત્ર્યંબક ધર્યું નવ જાય.
રઘુનાથજીની ઘોડલી

રાજા રાવણ હાથ ચંપાવીયા, હારી થાકીને બેઠો છે હેઠ;
તોએ ધનુષ્ય નવ ત્રુટીયું, દેશ દેશના હાર્યા છે ભુપ.
રઘુનાથજીની ઘોડલી.

સીતાજીએ સ્તુતિ કરીરે, બેઠા થાઓ બળવાન;
પૂર્ણ પ્રીત સંભાળવા, તમારૂં નિશદીન ધરતી ધ્યાન.
રઘુનાથજીની ઘોડલી.

આજ્ઞા માગી ગુરૂતણીરે, મસ્તક ધરીયા હાથ,
પરિકર બાંધીને પરવર્યા, આવ્યા મંડપ માંહે શ્રીરામ.
રઘુનાથજીની ઘોડલી.

ત્ર્યંબક લઈને કર ધર્યોરે, ટંકારવ કીધા સમ,
ચૌદ ભુવન ગાજી રહ્યાંરે, ત્યાં તો ઝળકયા છે રામ.
રઘુનાથજીની ઘોડલી.

ત્ર્યંબક ત્રણ કડકા હુઆરે, ચરણે નમાવું પાય;
રૂમઝુમ કરતાં જાનકીરે, કંઠે આરોપી વરમાળ.
રઘુનાથજીની ઘોડલી.

પત્ર લખીને મોકલ્યારે, જ્યાં દશરથ રાજન,
જોદ્ધા સઘળા સજ્જ થયારે, ભલી શોભી રહી જાન.
રઘુનાથજીની ઘોડલી.

જાનકીજીનાં મન હરખીયાંરે, દેખી વર રઘુરાય,
રૂપ મનોહર ઝળહળ, બલીહારી કોટીક કામ.
રઘુનાથજીની ઘોડલી.

કૌશલ્યા મન હરખીયાંરે, જાનરંગી કરતી ગાન;
મહીસ્તલપુરમાં આવયાંરે, આગળ નાચે છે અપ્સરા તાન.
રઘુનાથજીની ઘોડલી.

જનકે ઉતારા આપીયારે, સખળ કરી લેવાય,
રાઘવ દશરથને મળ્યારે, ચારે ભ્રાતને હરખ ન માયરે.
રઘુનાથજીની ઘોડલી.

ઘોડીએ ચઢીને સંચર્યારે, રઘુવર ઝાકઝમાળ,
કૌશલ્યા લે ભામણાંરે. વધાવે મોતી ભરી થાળ;
રઘુનાથજીની ઘોડલી,

ઘોડીને પાયે ઘુઘરારે ઠમકતી ચાલે ચાલ,
મ્હોબત મણી માણેક જડીયાં, સોહીએ રત્ન જડીત પલાણ.
રઘુનાથજીની ઘોડલી.

ગાજતે વાજતે આવીયારે, તોરણે વર રઘુરાય,
સાસુ પધાર્યા પોંકવારે, મુખ નીરખતાં હરખ ન માય,
રઘુનાથજીની ઘોડલી.

ધૂસળ મૂસળ રવૈયોરે, શેરીયો, સંપુટ ને ત્રાક,
છડીપીંડી ને ઓવારણાંરે, મુખ નીરખીને તાણ્યાં છે નાક.
રઘુનાથજીની ઘોડલી.

પોંખીને પધરાવીયારે, માંહ્યરામાં રઘુરાય;
આડે અંતરપટ ધરીયારે, બોલે સમય વર્તે સાવધાન,
રઘુનાથજીની ઘોડલી.

વસિષ્ઠ ગુરૂ ત્યાં આવીયારે, સુંદીર ચોરી રચાય,
સુવર્ણ કળશ ચીત્રાવીયારે, પધરાવ્યાં વર કન્યાય.
રઘુનાથજીની ઘોડલી.

યજ્ઞ પુરૂષ સન્મુખ ઉભારે, લાજા હોમ દેવાય,
ચારે તે મંગળ વરતીયાંરે, ત્યાં તો સખીરે સવાસણ ગાય.
રઘુનાથજીની ઘોડલી.

રઘુભ્રાત ત્રણ જનકનેરે, સૌ સહોદર કહેવાય;
મનુષ્ય કૌસ્તભ નીરખતાંરે, હવે ઉરમાં ન ધરશો વાર.
રઘુનાથજીની ઘોડલી.

ઉર્મિલા લક્ષ્મણનેરે, ભરતને ચંદ્ર કન્યાય,
શુભ્રા શત્રુઘ્નનેરે, ચારે પરણ્યાં મંડપ માંય.
રઘુનાથજીની ઘોડલી.

જનકે તે સર્વ સમર્પીયારે, ગજ રથ ધન ભંડાર,
સૌભાગ્ય આપે સુંદરીરે, વરવધુરે આરોગે કંસાર.
રઘુનાથજીની ઘોડલી.

રામ જમાડે સીતાનેરે, સીતા જમાડે રામ,
જતી જમાડીને ઉઠીયાંરે, મુખે લીધા તંબોળ.
રઘુનાથજીની ઘોડલી.

લવીંગ સોપારીને એલચીરે, બીડલે બાસઠ પાન,
આડે તે અંતરપટ ધરીયાંરે, ત્યાં તો ઉડીરે તંબોળે છાંટ,
રઘુનાથજીની ઘોડલી.

રાઘવ જાનકી જોડવાંરે, વધાવે સોવાસણુ ચાર,
રઘુપતિ પરણીને ઉઠીયારે, ત્યાં તો વરત્યો જય જયકાર.
રઘુનાથજીની ઘોડલી.

પરણી પરણાવીને ઉઠીયાંરે, ગોત્રજે કર્યોરે જુહાર;
ખોળે બેસાડયાં સીતાનેરે, આપ્યા ચુડીલા ગઢી ઝાકઝમાળ,
રઘુનાથજીની ઘોડલી.

જનકે તે આપી પહેરામણીરે, સજ્જ થઇ સર્વે જાન,
મારગ માંહે ચાલતાંરે, પરશુરામનાં મરડયાં માન.
રઘુનાથજીની ઘોડલી.

નગરી અયોધ્યામાં આવીયારે, જોવા મળીયા સૌ લોક,
રાઘવ જાનકી નીરખતાંરે, તેના ભવના ટળ્યારે દોષ.
રઘુનાથજીની ઘોડલી.

વલ્લભ વિપ્ર ખડાયતોરે, રાજનગરમાં વાસ,
ઘોડી ગાઇ ચરણે નમ્યોરે, વિપ્ર થયો છે દાસ.
રઘુનાથજીની ઘોડલી.



## ગીત ૧૬૨ મું.

### સ્વયંવર વર્ણન.

(રાગ ધવલ.)

રાયે મંડપ રચીયો, સીતા સ્વયંવર રચીઓરે, રાયે૦
રૂપ નિહાળી અનુપમ કન્યા, જનકે લીધી છે પ્રતિજ્ઞા રે, રાયે૦
તેડાવ્યા ભૂપ સકળ દેશકેરા, આવીને કીધા છે ડેરારે, રાયે૦
જે કોઇ શિવજીનું ધનુષ ચડાવે, તે જાનકી કંથ કહાવેર, રાયે૦

મોટી મનોહર મંડપશાળા, હેમના સ્થંભ હીરાળારે, રાયે૦
કાંચનમંચ અનુપમ ઢાળ્યા, પધરાવી ભૂપ નિહાળ્યારે; રાયે૦
કૌશિકમુનિ સાથે રાઘવ રાજે, તે રૂપ અલૌકિક છાજેરે; રાયે૦
રઘુપતિ આગળ ભૂપતિ ન્યારા, ચંદ્ર આગળ જેમ તારારે રાયે૦
ધનુષ પૂજન કીધું જનક ભૂપાળે, ચંદન પુષ્પની માળેરે; રાયે૦
ઢોલ નિશાન ને દુંદુભી વાજે, ઘોર ગગન લગે ગાજેરે; રાયે૦
જનક પાસે ઉભાં જાનકી આવી, ધનુષને પુષ્પે વધાવીરે; રાયે૦
બોલ્યા શતાનંદગુરૂ નૃપ જોઇ, ધનુષ ચડાવોને કોઇ રે; રાયે૦
એવું સુણીને ઉઠયા મહીપતિ મુખીઆ, ભુજ બળ સમર્થ સુખીઆરે; રાયે૦
ધનુષ તળે કર ન શકયા ઘાલી, ચંચળ આવ્યા જે ચાલીરે, રાયે૦
ઉઠી ઉઠી આવે છે ભૂપતિ બળીઆ, કરી શ્રમ પાછા વળીઆરે; રાયે૦
આવ્યો છે ઈન્દ્ર નરેન્દ્રને રૂપે, ન ચડયું ધનુષ સુરભૂપેરે; રાયે૦
વાસુકિ આવ્યો અનુપમ વેશે, ધનુષ ફર્યું નહીં શેષેરે: રાયે૦
લંકપતિ લંક બાંધીને ઉઠયો, જાણીએ મેઘ વછૂટયોરે; રાયે૦
દોડયો દશાનન ગર્વે ભરાણો, મન જાણે હું સફળાણોરે; રાયે૦
ચાપ તળે કર દશ દશ ચંપ્યા, તે દેખીને દિક્‌પતિ કંપ્યારે; રાયે૦
ધનુષ તળે ભુજ વીશ ભરાણા, તે કહાડતાં કર કચરાણારે; રાયે૦
લડથડયો દશમુખ મહિપતિ હસીઆ, મુકુટ મસ્તકથી ખસીઆરે, રાયે૦
વીશ ભુજા દશ મસ્તક ધારી, હાર્યો રાવણ અહંકારીરે; રાયે૦
વરૂણ વાયુ આવ્યા નરવપુ ધારી, ધનુષથકી ગયા હારીરે; રાયે૦
દશ સહસ્ત્ર મહીપતિ એકઠા ધસીઆ, ધનુષના ખુણા ન ખસીઆરે; રાયે૦
દશ દિક્‌પાળનો લાગ ન લાગ્યો, સર્વનો ગર્વ ત્યાં ભાગ્યોરે: રાયે૦

કેટલાક ભૂપ વિના ઉપાહાસે, ન ગયા પિતા કની પાસેરે; રાયે૦
ન ચડે ધનુષ વળે ભૂપતિ પાછા, તે આછાથકી લાગે આછારે; રાયે૦
કેટલાક ભૂપતિ મનમાંરે લાજી શીઘ્ર ચાલ્યા રથ સાજીરે રાયે૦
જનકની આજ્ઞા માગી ન માગી તે (વળી) ગયા ભૂપતિ બળ
ત્યાગીરે, રાયે૦
જોયું જનકે ક્રોધએ ધનુષ ન ચડીયું, તે પર્વતની પેરે પડીઉંરે; રાયે૦
જનક ભણે મારી પુત્રી ન પરણી, વીર વિના થઇ ધરણીરે; રાયે૦
ભૃગુપતિએ પૃથ્વી નક્ષત્રી કીધી, વીર કળા હરી લીધીરે; રાયે૦
એણીપેરે સાંભળી લક્ષ્મણે વાણી, લોચન ક્રોધે ભરાણીરે; રાયે૦
ભણેરે પ્રભુ મુને આજ્ઞા દીજે, (તો) ભૂપતનું મનડું પતિજેરે; રાયે૦
કહોતો બ્રહ્માંડને પાડુએ પાડું, નભ લગે અવનિ ઉરાડુંરે; રાયે૦
સાત સાગર કહો તો એકઠા ભેળું, આભના તારા ઉખેળુંરે; રાયે૦
નિર્વીર પૃથ્વી જનકજીએ જાણી, ન શકયું ધનુષ કો તાણીરે; રાયે૦
પ્રભુ તમ આવે જો ધનુષ ન ભાગે, તો રવિકુળ લાંછન લાગેરે. રાયે૦
સાંભળી બાત વાર્યો રઘુનાથે, આપણુ છીએ મુની સાથેરે; રાયે૦
આજ્ઞા વિના કાંઇ કામ ન થાએ, સેવાતણું ફળ જોએરે; રાયે૦
સાંભળી ઋષિ હસી બોલ્યા મુખથી, ધનુષ ચઢાવોને સુખથીરે, રાયે૦
રામ રઘુકુળ કેસરી કહાવો, શંભુનું ધનુષ ચઢાવોરે; રાયે૦
મુનિવરના સુણી વાયક કર્ણે, ઉઠી પ્રભુ લાગ્યા ચર્ણેરે, રાયે૦
કટિતટ–પલવટ નાથે ન વાળી, ન બાંધી પાઘ સંભાળીરે; રાયે૦
સેંજે ધર્યું જઇ ધનુ ત્રિપુરારી તે લાગ્યું કુસુમ જેવું ભારીરે રાયે૦
તાણી પિનાકના કર્યા ત્રણ કટકા, તે આભ લગે જઈ અટકયારે; રાયે૦
સાત પાતાળેથી પનગ થડકયો, ભાનુતણો તુરી ભડકયોરે; રાયે૦
કલ મલ્યો કુરંગ ધનુષ કડાકે, દિગ્ગજ ભાગ્યા ભડાકેરે રાયે૦

દેવ રહ્યા દાંત આંગળી ઘાલી, જોવા આવ્યા સહુ ચાલીરે, રાયે૦
કોય કે' ભયકો દંડ કિશોરે, વધ વિજય ભાંગ્યું છે જોરરે, રાયે૦
કોય કે' ભૂપતિ એવું કરીએ, જાનકી જોરે વરીએરે; રાયે૦
કોય કે' જાણ્યું અજાણ્યું ના ભાખો, બોલ્યા વિના બળ રાખોરે; રાયે૦
જેણે શરાસન શંભુનું ભાંગ્યું, અસ્ત્ર અખંડીત ગાજ્યુંરે, રાયે૦
તે સાથે યુદ્ધ કરે કેમ ચાલે, મારી મહી તળે ઘાલેરે, રાયે૦
કોય કે' ભૂપ ચાલો રથ જોડી, બીક થાય જેમ થોડીરે, રાયે૦
જનક ભૂપતિ ઘણું મનડામાં હરખે, તે રૂપ રાઘવતણું નીરખેરે, રાયે૦
દેવનાં દુંદભિ વાગ્યા છે વ્યોમે, વરસે કુસુમ ઘણાં ભોમેરે; રાયે૦
બારે કુતુહળ મંડપ માંહી સજ્જન હરખ્યા છે ત્યાંહીરે, રાયે૦
આપી રઘુવરને વરમાળા, આવીને જાનકી બાળારે, રાયે

## ગીત ૧૬૩ મું.

જોડકડા.

પ્રથમ શ્રી ગણુપતિનું નામ લઇએ, પછી જોડકડાંનો આરંભ કરીએ,
ઇષ્ટ દેવ સ્હાય કરો હરનીશ, વંદી માગીએ શુભ આશિષ;
આજ દીલથી દેવતો રીઝયા, મોંઘા આજ મનોરથ પૂર્યા,
કીયાભાઇની ચીંતા કરી દુર ઇશે, કોડે સ્હાય કરી જુગદીશે.
સ્હાય કરીને શુભ ટાણું દીધું, લગ્ન નિર્વિઘ્ન આનંદે કીધું,
હોય કૃપાવંત જગરાય, ત્યારે કાર્ય અનેરા થાય;
શુભ કાર્ય થાયને હરખ ન માય, જોડકડાં ગાવાનો ઉમંગ થાય,
જોડકડાં ઉરને ઉમળકે ગાઇએ, વેવાઇ વણોદના લ્હાવ લઇએ.

જોડકડાંમાં કડવી વાણી નવ ગાઇશું, પરીહાસના બે શબ્દ કહીશું;
વેવાઈ ચડાવશો નહિ રીસ, જોડકડાં ગાવાની છે રીત,
અમે ગાઇએ નહિ કાંઈ ખોટું, નાગરી ન્યાતનું નામ મોટું.
ખોટુ ગાઈ ન ન્યાત વગોવીએ, મોટાં થઇને મોટાં મન ધરીયે,
નાગરી ન્યાત ગણાયે શાણી, ખોટી વદવી ન મુખથી વાણી;
મીઠા પુષ્પની મીઠી સુવાસ, મુખવાણી દે કુળ પ્રકાશ,
ખોટુ બોલે તે ખોટુ જણાય, બોલમાંથી તેનો તોલ થાય,
વળી સાંભળે વડીલ સંઘ, થાય લજ્જા મર્યાદાનો ભંગ.
ગાવું ગવરાવવું નહિ ખોટુ, નિશદીન માન મર્યાદમાં રહેવું,
ફીયાભાઇ ચતુરને સુવિચારી, કન્યાબાઇને સુંદર વર જોઇ પરણાવી.
અસલી લોક મિથ્યા કુળ કુળ કહે છે, કન્યા હવે ઇચ્છાવર
વરવા ચહે છે,
ઇચ્છાવરનું પંકાતું ન્યાતમાં ઘર, કન્યાબાઇ ઉત્તમ પામી વર;
ઇચ્છાવર સુઘડ અને સદ્ગુણી, કન્યાબાઇની ભાગ્યરેખા બહુ રૂડી,
ઇચ્છાવર જ્ઞાનતણો ભંડાર, કન્યાબાઇનો સફળ થયો સંસાર.
ઇચ્છાવરની જગમાં ન મળે જોડ, કન્યાબાઈના સફળ થયા મનકોડ.
વર કન્યા પ્રેમથકી આજ વરીયાં, નિરખી સ્નેહીનાં નયણાં ઠરીયાં
વર કન્યા બેગાં જમ્યાં કંસાર, હવે સંપે સોહાવજો સંસાર.
આજે હોય સર્વનાં હસ્તાં મુખ, વર કન્યા અક્ષય પામજો સુખ,
માંડવડે રંગે રંગ્યો બહુ બેશ, સોહે રિદ્ધિસિદ્ધિ સહ ગણેશ;
ગણેશને ચઢાવો નવરંગ ફુલ, વર કન્યામાં જામો પ્રેમ અતુલ,
ગણેશને કંઠ શોભે ફુલમાળ, અખંડ રહો કન્યાબાઇનું સૌભાગ્ય.
ગણેશને રિદ્ધિ સિદ્ધિની જોડી, અમ્મર રહો કન્યાબાઇની ચુડી,
ગણેશને મરણું ચાંદીની બાજઠ, અમ્મર રહો કન્યાબાઇની પાટડી.

ગણેશને બેસવા જડીત્ર પાટલો, અમર રહો કન્યાબાઇનો ચાંદલો,
ગણેશ તો ઉંદર ઉપર સ્વાર, અખંડ રહો વેવાઇયોનો પરિવાર;
ગણેશને છાંટો અત્તર મોંઘેરાં, કન્યાબાઇ નવલાં પહેરો ઘરેણાં.
ગણેશને હાથે શોભે ફુલ ગજરા, ઘણું જીવો વર કન્યાના સસરા;
ગણેશને ચડાવો ફુલ જાસુ, ઘણું જીવો વર કન્યાનાનાં સાસુ,
ગણેશને હારમાં શોભે હીરા, ઘણું જીવો વરકન્યાના વીરા.
ગણેશને આભુષણ અણમુલાં, ઘણું જીવો વર કન્યાનો બ્હેન બાણેજાં
ગણેશને વરણી શકે નવ કોઇ ઘણું જીવો વર કન્યાનાં ફોઈ,
*વેવાઇની ચતુરાઇ આજ જણાઇ, એમણે પરખ્યા ફીયાભાઈ જમાઇ;
અમારા વેવાઇ છે ચતુર ઝવેરી દીકરી દીધી રત્ન વર જોઈ,
માંડવડે ઉડે છે સુંદર ફુવારા, લોક કહેતુ એ વર રહેશે કુંવારા,
લોકેને કહેવું હતું તે કહ્યું, ધાર્યું શ્રી જગતંબાનું થયું.

---

* અહીં પરિહાસમાં નીચેની કડીયો પણ ગવાય છે.

માંડવડે મળ્યાં બહુ નરનારી, વેવાણ તો કાજળથી પણ કાળી,
કાળી કાળી પણ કામણગારી, વેવાઇ જંબુરોને વેવાણ મદારી.
મદારી વેડા કરે ને લોક હસાવે, સૌજનને જોવાની ગમ્મત આવે,
માંડવડે રંગ જામ્યો બહુ આજ, વેવાઇના ઘરમાં બૈરાનું રાજ.
કઇ વેવાણ માંડવડે ન સમાણી, એનામાં એક પાયાની ખામી,
ગાંડાવેડા કરે ને લોક હસાવે, જોવા લોકનાં ટોળે ટોળાં ભરાયે;
કઈ વેવાણનો કરશો નહિ કોઇ સંગ, એનામાં કશાય નથી ઢંગ,

ઉપર જ્યાં જ્યાં વેવાઇ અને વેવાણ છે ત્યાં વર કન્યાના કાકા, કાકી, મામા મામી, ભાઇ ભાભી વીગેરેનાં નામ દઈ ગાઇ શકાય.

## ગીત ૧૧૪ મું.

અમે આજ લંકા ગઢ લીધોરે, જય જયકાર થયો.
અમે દેશમાં ડંકો દીધોરે, જય જયકાર થયો.
આજ ઇચ્છા પુરી થઇ અમારીરે, જય જયકાર થયો.
આજની ઘડી સૌથી સારીરે, જય જયકાર થયો.
સર્વ મનના મનોરથ ફળીયારે, જય જયકાર થયો.
આજ ઇશ્વર અઢળક ઢળીયારે, જય જયકાર થયો.
અમે રાજગાદી જેવું રળીયાંરે, જય જયકાર થયો.
વરના વેરીનાં કાળજાં બળીયાં, જય જયકાર થયો.
હવે લડકડી થઈ અમારીરે, જય જયકાર થયો.
એના પિયરને મુકશે વિસારીરે, જય જયકાર થયો.
ભલું લાડીનું ભાગ્ય ઉઘડીયુંરે, જય જયકાર થયો.
તેથી સારૂં સાસરૂં મળીયું રે, જય જયકાર થયો.
આજ આનંદની થઇ હેલીરે, જય જયકાર થયો.
સુખ સાગરની લ્હેર રેલીરે, જય જયકાર થયો.
અતિ ઇશ્વરનો ઉપકારરે, જય જયકાર થયો.
અમે માનીયે વારંવારરે, જય જયકાર થયો.



## કન્યા વળાવતી વખતનાં ગીત.

### ગીત ૧૬૫ મું.

સવામણ સોનાની દીવીરે, અધમણ રૂપાનું ચાડુરે,
લાવી મેલો માંડવા હેઠરે, થાય મારા સાજનને અજવાળુ રે;
માતા વીનવજો કીયાં બેનરે, તમને કન્યાબાઈ કેવાં વ્હાલાંરે.
જાણે મારા હૈયાનો હારરે, જાણે મારા આંખની કીકીરે,
*બાપા વિનવજો કીયાભાઇરે, તમને કન્યાબાઈ કેવાં વ્હાલાંરે,
જાણે મારા મનડાનો મોર, હૈયા કેરો હીરલોરે

### ગીત ૧૬૬ મું.

દીકરી મોટાંનાં હો તો રૂડુ કહાવજોરે,
દીકરી સાસુજી ને માડી સમ જાણજોરે;
દીકરી સસરાજીને પીતા સમ માનજોરે,
દીકરી દીયર જેઠમાં બંધુ પ્રેમ રાખજોરે.
દીકરી નણદીને નાની બહેન ધારજોરે,
દીકરી સાસરીયે હળીમળી ચાલજોરે;
દીકરી પીયરનું કુળ દીપાવજોરે.

---

* આગળ કાકા કાકી મામા મામી વિગેરેનાં નામ દઇ ચાલું.

## ગીત ૧૬૭ મું.

બેની! પીયરની વાટોને વિસારી મેલી,
સાસરીયાની લીધી વાટરે, મુકી ચાલ્યાં સાસરેરે;
માતાના ખોળા બ્હેને વિસારી મુકયા,
સાસુના ખોળા બ્હેનને વાલેરા લાગ્યા.

## ગીત ૧૬૮ મું.

અમે દરાખ ચારોળી મેવારે, અમે આવ્યાંતાં વહુઅર લેવારે,
અમે વહુઅર લઈ ઘેર જઇએરે, તમે રહેશો અમને એમ જોઇનેરે;
અમે આવ્યાંતાં વરની બેનરે, તમે રહેશો એમનાં એમરે,
અમે આવ્યાંતાં વરનાં માસીરે, તમે રહેશો તે મોંડા વકાસીરે,
અમે આવ્યાંતાં વરની ફોઇરે, તમે રહેશો આંસુડાં લોહીરે.
એક ઝારા ઉપર ઝારીરે, હવે એ વહુ થઈ હમ:રીરે,
એ હમારાં કહ્યાં કરશેરે, પીયરનાં સંબંધ વીસરશે.

## ગીત ૧૬૯ મું.

હાબડે કંકુ ઘોળ ઘોળરે, તને આછી પીયળ કરાવું,
લાડી તારા બાપનાં ઝુંપડાં મુકરે, તને સસરાના મહેલ બતાવું.
લાડી તારી માતાની માયા મુકરે, તને કયાં બેન સાસુ દેખાડું;
લાડી તારા બાપની માયા મુકરે, તને કયા ભાઇ સસરા દેખાડું,
લાડી તારા ભાઇની માયા મુકરે,તને કીયા ભાઇ દીયર બતાવું.
લાડી તારી બેનની માયા મુકરે, તને કયાં બ્હેન નણંદ બતાવું.

## ગીત ૧૭૦ મું.

અડક દડક બાંય ચાકણી, ફોફળ લળી લળી જાયરે,
ઝીયાભાઇ તમારે માંડવે, ઝીયા ભાઇ જીતીને જાયરે;
થુંરે જીત્યારે જીત્યા વળી, પડીરે પટોળડે ભાતરે,
નાગરી ન્યાત છે દોહ્યલી, માગી ન આપે જાશરે;
કયારે ભાઇએ આપી દીકરી સર્યારે અમારાં કાજરે.



## ગીત ૧૭૧ મું.

આજરે ચાંદોને સૂરજ, રવે ચદયાં બે આજ.
આજરે મોટાંનો કુંવર, પરણીગો બે આજ,
આજરે લાડવાયો લાવ્યો, લાડણી બે આજ;
આજરે બહુ સજનો કુંવર, પરણીગો બે આજ,
આજરે ઝીયાભાઇને હઇડે, હરખ ઘણો બે આજ.



## ગીત ૧૭૨ મું.

લીલુડા વનની વાંસળી, શેરીએ વાગતી જાય,
ઠાકોર બાપની દીકરી, કઇ બેન સાસરે જાય;
સાસુ ગાળ ન દેશો, ગાળે તો ગળગળાં થાય.
આંસુડે હેલળી જાય, ડસકલે દુબળાં થાય,
ભરી મજુસની કુંચીઓ, મારાં ઝીયાં બેનને સોંપજો;
ઝીયાં બેન બોલે તે બોલડા, વીણી વીણી લેજો.

## ગીત ૧૭૩ મું.

આવ્યો આવ્યો ચૌટાનો ચોર, લાખેણી લાડી લઇ ગયોરે,
આવ્યો આવ્યો નગર ધૂતારો લાખેણી લાડી લઇ ગયોરે;
આવ્યો આવ્યો ફીયાભાઇનો બેટો, લાખેણી લાડી લઇ ગયોરે.



## ગીત ૧૭૪ મું.

એક આવ્યો તો પરદેશી પોપટો,
બેની રમતાંતાં માંડવા હેઠ, ધૂતારો ધૂતી ગયો!
એને મેલ્યાં ઢીંગલી મેલ્યા ઢોલીયા,
એને મેલ્યો સૈયરોનો સાથ, ધૂતારો ધૂતી ગયો!



## ગીત ૧૭૫ મું.

માંડવે સોહ્યરે અજવાળાં, કે દીવડી કયાં ગઇરે,
બાપાજી લળી લળી પુછે કે દીકરી કયાં ગઇરે;
બાપને વ્હાલાં કઇ બ્હેન, તે સાસરે ગયાંરે,
કુળનો દીવો મ્હારે ફલાભાઈ, તે મ્હારે ઘેર રહ્યારે.



## ગીત ૧૭૬ મું.*

કન્યા વળાવો રૂડી રીતરે નવલા વેવાઈ
ચીંતા ન ધરશો કાંઇ ચીતરે, નવલા વેવાઇ,
કન્યારૂપી રૂડું રતનરે, નવલા વેવાઇ;
જીવ જોડી કરશું જાતનરે. નવલા વેવાઇ.

---

* દલપત કાવ્ય ભાગ બીજો.

લાખેણાં લડાવશું લાવરે, નવલા વેવાઇ,
માનીશું તમારો રૂડો પાડરે, નવલા વેવાઇ,
તમને જેવી વ્હાલી તેહરે, નવલા વેવાઇ;
અમને તેવી વ્હાલી એહરે, નવલા વેવાઇ.



## ગીત ૧૯૭ મું.×

દીકરી વ્હેની ચાલી તું સાસરેરે
સૌને જણાવી પુરો પ્યાર, મારી દીલની ડાહી દીકરીરે.
દીકરી લાડે કોડે મ્હે તને લડાવી નહિરે;
દીકરી ચાલી તું તો રહીને દહાડા ચાર—મારી
દીકરી સ્વામીની સેવા તું કરજે સર્વદારે,
દીકરી પતિને ગણજે તારો પ્રાણ—મારી
દીકરી પોતાનો ધર્મ પ્રીતે પાળજેરે,
દીકરી તેથી થશે તારૂં કલ્યાણ—મારી
દીકરી સર્વેનું બોલ્યું તું સાંખી રાખજેરે,
દીકરી કોઇના ઉપર કદી ન રાખીશ ઝેર—મારી
દીકરી વડીલ જનની મરજાદા નવ મુકીએરે,
દીકરી લાજ તજીને લડીએ નહિ કોઈ ઠામ—મારી
દીકરી ગંભીરતાનો ગૂણ હૃદયમાં ધારીએરે,
દીકરી વહાલા માંહી કરીએ નહિ વિરોધ—મારી



## ગીત ૧૭૮ મું.

શિક્ષા દઉં તને દીકરી મારી, તારી લાજ વધારજે,
જો પ્રિતે પતિ રજા આપે તો, પીયર ભણી પધારજે:
રૂડી ભુંડી વાત સાંભળી હોય, કોઇ આગળ નવ કહીયે,
ઉઘાડા કેશ નવ મુકીએ, ઘણું જીણું વસ્ત્ર નવ પેરીએ.
કામ ઘરનાં બતાવ્યાં કરીએ, નવ કરીએ કાંઇ અરૂપરૂ,
પૂછ્યા પછી ધીમા સાદે, બોલીએ હોય ખરેખરૂં:
પાત્ર પગે નવ ઠેલીએ કદી, દયા રાખીએ સહુ પરે,
આધું ઓઢીને ચાલીએ, રાખી દ્રષ્ટી ભૂમી પરે.
સંતાપ સાસરે નવ કીજીએ, પીયરને ન વખાણીએ,
લક્ષ દુ:ખ હોય સાસરે પણ, સ્વામીને ન જણાવીએ:
દાસી માણસનો સંગ ન કરીએ, નીચ સાથે નવ બોલીએ.
ક્રોધ કરે સાસુ કદીએ તો, સામો બોલ ન તોલીએ.

## ગીત ૧૭૯ મું.

આદશ આદશ પીપળો, આદશ દાદાનાં ખેતર,
ડેલી વળામણું મારા દાદાજી દીકરી ડાયલાં થાજો;
હૈડે તે જડશું સોના સાંકળાં, મનડાં વાળીને રહેજો,
સસરાજીનાં માન મર્યાદા, સાસુને પાયે તે પડજો;
જેઠ દેખી ઝીણું બોલજો, જેઠાણી વાદ ન વદજો,
નાનો દીયરીયો લાડકો તેનાં હાસ્યરે ખમજો.
નાની નણંદ લાડકી, એનાં માથાં ગુથજો,
માથાં ગુંથી સેંથા પુરજો, એને લાડ રે કારજો.

## વરને ઘેર પહોંચતાં ગાવાનાં ગીત.

### ગીત ૧૮૦ મું.

ત્રાંબા કુંડી તે નગર સોહામણી,
માંહે ભરીયાંરે ગવરીનાં બીય;
સાહેલીનો આંબો મોરીયો.
મારા કીયા ભાઈનાં વાજીંત્ર વાગીયાં,
પેલા વેવાઇનાંરે પડીયાં નિશાન;
સાહેલીનો આંબો મોરીયો.
મારા કીયાભાઇની મેડીયે દીવા બળે,
પેલા વેવાઇનેરે ઘોર અંધારૂં;
સાહેલીનો આંબો મોરીયો.
મારે કઇ વહુને ચીર ઉપર ચુંદડી,
મારે કઇ વહુનેરે મોતી જડયો માંડ;
સાહેલીનો આંબો મોરીયો.
મારે કઇ વહુને કલ્લાં ને કાંબીઓ,
મારે કઇ વહુનેરે ઘુઘરીએ ઘમકાર;
સાહેલીનો આંબો મોરીયો.



### ગીત ૧૮૧ મું.

જીરે મેં તને જોશીડા વારીયો.
મારી શેરીએ મહુરતો ના વેરરે કુંવર ઘેર આવીયા.
તારાં મહુરતો પગ તળે જાયરે કુંવર ઘેર આવીયા.
જીરે મેં તને માળીડા વારીયો,

તારાં ફુલડાં પગ તળે જાયરે કુંવર ઘેર આવીયા.
જીરે મેં તને ગાંધીડા વારીયો,
મારી શેરીએ કંકુડાં ના વેરરે કુંવર ઘેર આવીયા.
તારાં કંકુડાં પગ તળે જાયરે કુંવર ઘેર આવીયા.
જીરે મેં તને દોશીડા વારીયો,
મારી શેરીએ પટોળાં ના વેરરે, કુંવર ઘેર આવીયા.
તારાં પટોળાં પગ તળે જાયરે કુંવર ઘેર આવીયા.
જીરે મેં તને સોનીડા વારીયો.
મારી શેરીએ ઝાંઝરીયાં ના વેરરે કુંવર ઘેર આવીયા.
તારાં ઝાંઝરીયાં પગ તળે જાયરે કુંવર ઘેર આવીયા.



## ગીત ૧૮૨ મું.

ગોખે બેઠી તે રાણી રાજવણુ બોલે,
મને મારગડો દેખાડો રાજ બંદલા;
અલબેલડાર મારે કીયા ભાઇના દાદા,
જાણે ભરી સભાના રાજા રાજ બંદલા—મને મારગડો.
અલબેલડારે મારે કીયા ભાઇના વીરા,
જાણે મારા હાર માંહીના હીરા રાજ બંદલા—મને મારગડો
અલબેલડીરે મારે કીયાભાઇની બેનો,
જાણે ધમધમતી વેલો રાજ બંદલા—મને મારગડો
અલબેલડારે મારા કીયા ભાઇના મામા,
જાણે સરોવર કેરા આંબા રાજ બંદલા—મને મારગડો.

---

અહીં વરનું નામ બોલવું.

અલબેલડારે મારા કીયા ભાઇના કાકા,
જાણે વીંટીમાંના આંકા રાજ બંદલા—મને મારગડો.
અલબેલડારે મારા કીયા ભાઇની માડી.
જાણે ફુલડાં કેરી વાડી રાજ બંદલા—મને મારગડો.

## ગીત ૧૮૩ મું.

હું તો થાળ ભરૂંરે સગ મોતીડે માંહીરે સુનૈયાની ઈંટરે,
આવરે વહુવારૂ તને દેખાડું તારાં સાસરીયાંની રીતરે;
હું તો થાળ ભરૂંરે સગ મોતીડે, માંહીરે સુનૈયાનો કટકોરે.
આવરે વહુવારૂ તને દેખાડું, તારી જેઠાણીનો લટકોરે.
હું તો થાળ ભરૂંરે સગ મોતીડે, માંહીરે સુનૈયાનું ચાકુરે;
આવરે વહુવારૂ તને દેખાડું, ભરીરે મજુસનું તાળુરે.

## ગીત ૧૮૪ મું.

વર લાડડા તારી કાને કારેલાં,
માથડે મુગટ મોતી જડયોરે વરલાડડા.
વર લાડડારે તારા દાદાજી પુછે,
સાસરીયે જઇને તમે શુંરે જીત્યારે વરલાડડા.
જીત્યા જીત્યારે મારા સસરાની બેટી,
બીજુ જીત્યારે સાયર સાસરેરે વરલાડડા.

## ગીત ૧૮૫ મું.

વહુ આવી વહુ બારણે આવી, છઇયાંને છંછેડતી આવી,
ભઇઆને ભંભેરતી આવી, મારૂં તારૂં કરતી આવી;
વહુરે વહુ તું તો કુળકેરી વહુરે,
અમારાં ઘર દેવે ન દીઠાં, તે રે વહુ તે કેમ કરી દીઠાં.



## ગીત ૧૮૬ મું.

રાજાએ પુછયું રાજાણીરે.
વર વહુ પોંખવા કોણ સખી સાંચર્યું;
ફીયાભાઇને ઘેર છે ફીયાં વહુ રાજાણીરે,
વર વહુ પોંખવા ફીયાં વહુ સાંચર્યાંરે.



## ગીત ૧૮૭ મું.

ત્યાં માનુની મંગળ ગાય છબીલા દોરડો નવ છુટે,
જે વિધિએ બાંધ્યો કર માંહી રંગીલા દોરડો નવ છુટે,
તારે દોરડીએ દસ ગાંઠ છબીલા દોરડો નવ છુટે;
તે કેમ કરી છુટી જાય રંગીલા દોરડો નવ છુટે.
તારા ......... પીતા તેડાવ, છબીલા દોરડો નવ છુટે,
તારી ......... માતા તેડાવ રંગીલા દોરડો નવ છુટે;
તારા ......... ભાઈ તેડાવ, છબીલા દોરડો નવ છુટે,
તારી ......... ભાભી તેડાવ રંગીલા દોરડો નવ છુટે
તારા ......... કાકા તેડાવ છબીલા દોરડો નવ છુટે,

તારી ......... કાકી તેડાવ રંગીલા દોરડો નવ છુટે,
તારા ......... મામાને તેડાવ છબીલા દોરડો નવ છુટે,
તારી ......... મામીને તેડાવ રંગીલા દોરડો નવ છુટે,



## ગીત ૧૮૮ મું.

આવ્યા ઉનાળાના દહાડા કે વહુઅર વીંજણો શે ન લાવી,
મારા કીયાભાઇ રઢીયાળા કે વહુવર વીંજણો શે ન લાવી;
ઉનાળે ઉના વાયરા વાય કે વહુવર વીંજણો શે ન લાવી.



# ભાગ બીજો.

## માતા, સીમંત તથા જનોઇનાં ગીત.

—•—

### માતા તથા સીમંતનાં ગીત.

#### ગીત ૧ લું+

રાતો ઘોડો રણુ પાખરીઓ, શેત્ર ભર્યો શણુગાર જોને,
શેરડીએ મ્હાલતાં હીંડે, રન્નાદે ભરથાર જોને,
રન્નાદે ભરથાર માટે, રૂંડરાં કીધાં કામ જોને;
વસુદેવના ઓરડા, વસતા કીધા જોને,
દેવકીજીનાં પેટ પીયર, ટાઢેરાં કીધાં જોને,
લક્ષ્મીજી વહુવારૂની સાસરી કીધી જોને;



#### ગીત ૨ જું.

રાણી રાંદલ આવતાં જાણુતીરે, હું તો પાછલી ભીંતો ધોળાવતીરે,
સફળ મનોરથે હું ભલીરે, રાણી રાંધલ મારે મન વસીરે;
રાણી રાંધલ આવતાં જાણુતીરે, હું તો જોષીડા× તેડાવતીરે,
સફળ મનોરથે હું ભલીરે, રાણી રાંધલ મારે મન વસીરે.

---

+ માતા બેવા જતી વખતે ગાવાનું.

× એ પ્રમાણે આગળ જોસીડાને બદલે ગાંધીડા સોનીડા, માળીડા વીગેરે મુકી ગાવું.

## ગીત ૩ જું.

મારી આંગળી ઘાટી રાંદલ પુજા કરતાંરે,
મારાં ચીર ચોળટાયાં રાંદલ પુજા કરતાંરે;
મારી છાબડીયો ઘસાઇ રાંદલ ફુલડે વધાવતાંરે,
મારા અંબોડારે લચીયા, રાંદલ પાય પડતાંરે.
હું તો જાઉંરે કાશી ત્યાં જઇને તપ કરૂંરે,
મારા ધણીનાં રાજ અખંડ હેવાતન ઘાટડીરે;
મારા પુત્ર પરિવાર વહુ આવે પાય લાગતીરે.



## ગીત ૪ થું.

પાન ફુલે ભરી છાબ તો અગરની દાબડીરે,
આદીતને જમવાની વાર, રાંદલ રાંધ્યાં રાંધણાંરે,
બાસઠ કીધારે વઘાર ચોસઠ રાંધ્યાં રાંધણાંરે;
ઉઠો સ્વામીજી ભોજન કરો હું છઉંરે ઉતાવળી.
આદીતને ચઢીયલ રીસ શંદલ માર્યાં સોટીએરે,
રાંદલને ચઢીયલ રીસ, મહીએર ચાલ્યાં રૂશણેરે.
લીધાં આંગલાં ટોપી, રામૈયા લીધાં પારણાંરે,
દીયર મનાવા જાય, ભાભી કેવાં રૂશણાંરે;
તમ વિના સુના આવાસ, રામૈયા વિના સુના પારણાંરે,
તમ આવે વસે આવાસ, રામૈયા વસે પારણાંરે.

## ગીત ૫ મું.

મગ જેટલી મરૂડીને, તલ જેટલા બારરે.
મહી જળ મહી તલ, મહી પુષ્પ હારરે,
ઉઘાડીને જોઉ ત્યારે સીતાને રામરે.
આશા ભરીયાં મારા કીયા ભાઈની માડીરે.
નાળીએરનાં તોરણુ કીયા ભાઇ બંધાવે રે,
સીંધુરના સાથીયા, કઈ વહુ પુરાવેરે;
મોતીના ચોક મારા, કીયા ભાઇ પુરાવેરે,
ઘી કેરાં દીવડાં તે, કઈ વહુ અજવાળેરે.



## ગીત ૬ ઠું.

માતાને દરબાર ચંપો મ્હેકી રહ્યાંરે,
કીયા ભાઇ વીણે ફુલ, કીયાં વહુ હાર ગુંથેરે,
ગુંથેને ગુંથાવે માતાજીને ચરણે ચડેરે,
સોના ઝારી હાથ માતાજીને ચંદન ચડેરે.
ફુલની છાબડી હાથ માતાજીને પુષ્પ ચડેરે,
કીયા ભાઇ સાથ કીયાં વહુ પાયે પડેરે
પાયે પડીને શું શું માગીયુંરે,
માતા માગે છે સ્વામીનાં રાજ સોહામણાંરે.
માતા માગે છે પુત્રની જોડ અખંડ હેવાતણુ ચાટડી.

## ગીત ૭ મું.

ઉંચા તે મંદીર માળીયાં, અવાસે પાર ન લઇએ,
તેહ તણા ભાગદારી નહી, રાંદલ એ દુઃખ કોને કહીએ;
કસળ ફુળ વહુરે, ચુડલા ગરણાં, સાંજ પડે સુખ લઇએ,
સાંજ પડે સુખ લઇએ રાંદલમા, બેટા આપો ઘેર જઇએ.
ચરૂ કડાઇયાં ઘેર ઘણાં કથેરોટે પાર ન લઇએ,
તેહ તણા ભાગદારી નહીં, રાંદલ એ દુઃખ કોને કહીએ.
રાંદલમા બેટા આપો ઘેર જઇએ.

હસ્તીને ઘોડા ઘેર ઘણા, સુખપાલે પાર ન લઇએ,
તેહતણા ભાગદારી નહીં, રાંદલ એ દુઃખ કોને કહીએ;
રાંધળમા બેટા આપો ઘેર જઇએ.

સોનાં રૂપાં ઘેર ગણાં, મોતીડે પાર ન લઇએ,
તેહ તણા પહેરનાર નહી રાંદલ એ દુઃખ કોને કહીએ;
રાંદલમા બેટા આપો ઘેર જઇએ.

ઉચાં તે મંદીર માળીયાં, અવાસે પાર ન લઇએ.
તેહ તણા ભાગદારી આવ્યા, રાંદલ એ સુખ સૌને સહીએ;
રાજા બેટા આપો ઘેર જઇએ.

ચરૂ કડાઇયાં ઘેર ઘણાં, કથરોટે પાર ન લઇએ,
તેહ તણા ભાગદારી આવ્યા, રાંદલ એ સુખ સૌને સહીએ.
રાજા બેટા આવ્યો ઘેર જઇએ.

હસ્તીને ઘોડા ઘેર ઘણા, સુખપાલે પાર ન લઇએ.
તેહ તણા ભાગદારી આવ્યા, રાંદલ એ સુખ સૌને સહીએ.
રાજા બેટા આવ્યો ઘેર જઇએ.

સોનાંને રૂપાં ઘેર ઘણું મોતીડે પાર ન લઇએ.
તેહ તણા ભાગદારી આવ્યા રાંદલ એ સુખ સૌને સહીએ.
રાજા બેટા આવ્યો ઘેર જઇએ.

## ગીત ૮ મું.

રામ રમે છે ને લવીંગ ચરે છે, લવીંગ કેરી મુઠ ભરે છે,
જોસીડાને સાદ કરે છે, ભાઇરે જોસીડા તું ગરથે ઘેલો;
મહુરત લઇ આવરે વ્હેલો—રામ રમે છે.
ગાંધીડાને સાદ કરે છે, ભાઇરે ગાંધીડા તું ગરથે ઘેલો;
શ્રીફળ લઈ આવરે વ્હેલો—રામ રમે છે.
ડોસીડાને સાદ કરે છે; ભાઇરે ડોસીડા તું ગરથે ઘેલો;
ચુંદડી લઇ આવરે વ્હેલો—રામ રમે છે.
માળીડાને સાદ કરે છે, ભાઇરે માળીડા તું ગરથે ઘેલો.

## ગીત ૯ મું.

(આરતી)

ચંદન ભરીરે તલાવડી, મોતીડે બાંધી છે પાળ. રન્નાદેની આરતી.
ત્યારે ધુવેરે ઇશ્વર ધોતીયાં, પાર્વતી પાણીડાંની હાર, રન્નાદેની આરતી
હળવાં ધોજોરે ઇશ્વર ધોતીયાં, છંટાશે દક્ષણીનાં ચીર રન્નાદેની આરતી
ઇશ્વરને માથે છે મોળીયાં, પાર્વતીના ખભે ઘાટડી રન્નાદેની આરતી
ઈશ્વરની કેડે કટારડી, પાર્વતીની કેડે છે પુત્ર રન્નાદેની આરતી,
ઈશ્વરને પગે છે પાવડી પાર્વતી પગે છે ઝાંઝર રન્નાદેની આરતી.

## ગીત ૧૦ મું.

(આરતી.)

મારે તે આંગણે કાંઇરે રન્નાદે, હીંચણુસમાં પાણીરે રન્નાદે;
ઘાટડીઆળ નાહવાને બેઠાં, આદીત્યની ઘરનારરે. રન્નાદે૦
તોઇ ફુલતોઈ ફુલલ.લ કસુંબો, કસુંબો ઘોળાયરે; રન્નાદે૦
મથુરામાં મોઘેરો વેચાયરે રન્નાદે, પાવલાનો પાસેરરે રન્નાદે૦
અડધાનો અચ્છેરરે રન્નાદે, રૂપૈયાનો શેરરે. રન્નાદે૦
તેમાં રંગાવીશું ચુંદડી રન્નાદે, નવલી પડાવીશું ભાતરે. રન્નાદે૦
ઓઢોને રાણી રાંદલ ચુંદડી રન્નાદે, તમ વર આદીત્યે મોકલી, રન્નાદે૦
હું કેમ ઓઢું એકલી રન્નાદે, અમારે છે(નણંદ)બેનના વાંધારે, રન્નાદે૦
મંગાવો પાટણની પટોળી રન્નાદે, ભગાવોને (નણંદ)બેનના વાંધારે.
રન્નાદે૦



## ગીત ૧૧ મું.

(આરતી)

ડુંગર ઓરડે દેહડીરે, ત્યાં વસે લાલ સોનાર' રન્નાદે૦
ઘડાવો તે આદીત્યના બેરખારે, રાણી રાંધળ નવસર હાર રન્નાદે૦
હાર ઘડાવતાં રજ ખરીરે, પીયુ એમના પાલખડી ઘડાવો રન્નાદે૦
પાલખી સરસાં ઘડજો પારણાંરે, હીરછડી દોરી બંધાવો રન્નાદે૦
જાતાં ને વળતાં ઘાલીશ ઘુમડીરે, હરખે ઝુલાવીશ બાળ. રન્નાદે૦

---

ઉપર મુજબ બીજી વખત ઘરના માણસોને ગાવું.

મારે મનોરડે છાઇયાંરે,
ઓવારણાં તે શ્રીકૃષ્ણ જાઈયારે, જેમરે જાયા તેમ જીવો, રમાદે૦
વસુદેવનો કુળ દીવો રમાદે, દીવો તે ઘણા વર્ષ જીવો. રમાદે૦
મારે મનોરડે છાઇયાંરે.
ઓવારણાં તે જીયાવર જાઇયારે, જેમરે જાયા તેમ જીવો, રમદે રમાદે૦
—ભાઇનો કુળ દીવો રન્નાદે, દીવો તે ઘણા વર્ષ જીવો, રન્નાદે૦

## ગીત ૧૨ મું.

(આરતી)

નાળીએર દીજેરે વિપ્રને છે રૂડાંને કાજ રન્યા દેવ,
ચલ્લીએ ચલ્લાને વારીયો, એ ઘેર માળો ન ઘાલો રન્યા દેવ;
જોશણે જોશીને વારીયા એ ઘેર જોશ ન જોશો રન્યાદેવ
એ ઘેર વાંઝીઆ વસે, ક્રણવટ અપવિત્ર હોય રન્યાદેવ
સસરાએ દીધાંરે મેણલાં, અમકુળ ન વાધ્યો વંશ રન્યાદેવ
સાસુએ દીધાંરે મેણલાં, રસોઇ અપવીત્ર હોય રન્યાદેવ
જેઠેરે દીધાંરે મેણલાં, દેરાસર અપીવત્ર હોય રન્યાદેવ
જેઠાણીએ દીધાંરે મેણલાં, વડ-સાથે વાંજ કહેવાશો રન્યાદેવ.
દીએરે દીધાંરે મેણલાં, ભાભી ઘુસેટીઆના કોડ રન્યાદેવ
દેરાણીએ દીધાંરે મેણલાં, ભાભીજી ભત્રીજીના કોડ રન્યાદેવ
નણંદે દીધાંરે મેણલાં, ભાભી રમ્પલડીંના કોડ રન્યાદેવ
સ્વામીએ દીધાંરે મેણલાં, દીધી સોણાર ન થાય રન્યાદેવ
સાંભરે મેલેરિ પાયુક, સોડમાં રમે એ સાથ રન્યાદેવ
અઢીગજ ઓઇશીરે કાપડું, ઘણુ મજ કોનો લાંઠ રન્યાદેવ.

રડતી રસચસતીરે નીસરી, જઇ ઉભી બાપ અવાસ રન્યાદેવ
બાપે તે પડા વજડાવીઓ, માડીએ ન કલ્યાં મારાં પેટ રન્યાદેવ
ભાભી ન લાગ્યાંરે પાવલે, વીરાએ ન કર્યા પ્રણામ રન્યાદેવ
બેનરે બેઠારે ગોઠડી સૈયરે ન પુછીરે વાત રન્યાદેવ.
રડતી રસમસતીરે નીસરી, જઇ ઉભી સરોવરની પાળ રન્યાદેવ
ભર્યાંરે સરોવર સુકાઇ ગયાં, બગલા દીએરે શ્રાપ રન્યાદેવ
રડતી રસમસતીરે નીસરી, જઈ ઊભી આંબલીઆની ડાળ રન્યાદેવ.
ફળ્યો ફુલ્યો આંબો સુકાઇ ગયો, કોયલ દીએરે શ્રાપ રન્યાદેવ.
રડતી રસ મસતીરે નીસરી ઉભી મુળરાજ અવાસ રન્યાદેવ
મુળરાયે આપ્યાંરે મુળીઆં, ભાણે આપ્યા ભાણ દેવ રન્યાદેવ
સુરજે આપ્યોરે સુરીઓ, આદીતે આપ્યા રૂડા પુત્ર રન્યાદેવ
હસતીને રમતીરે નીસરી, જઇ ઉભી આંબલીઆની ડાળ રન્યાદેવ
સુકોરે આંબોરે લેશંલે કોયલ દેરે આશીષ રન્યાદેવ.
હસતીરે રમતીરે નીસરી, જઇ ઉભી સરોવરની પાળ રન્યાદેવ
સુકારે સરોવર લેરાંલે, બગલાં દેરે આશીષ રન્યાદેવ
હસતીને રમતીરે નીસરી, જઇ ઊભી બાપ અવાસ રન્યાદેવ
બાપે તે પડોરે વજડાવીઓ. માડીએ કલ્યાં મારાં પેટ રન્યાદેવ
ભાભી તે લાગ્યાંરે પાવલે, વીરાંએ કર્યો પ્રણામ રન્યાદેવ
બેનરે બેઠારે ગોઠડી. સૈયરે પછી બે વાત રન્યાદેવ
સસરાએ કહાવીરે મોકલ્યાં, વેલ મોકલાવું કે પાલખી રન્યાદેવ
શું કરૂં વેલને પાલખી, સાલે તમારા બોલ રન્યાદેવ
હસતીને રમતીરે નીસરી, જઇ ઉભી સસરા અવાસ રન્યાદેવ.
સસરાએ વાળ્યાંરે મેણુલાં, અમકુળે વાધ્યો વંશ રન્યાદેવ.

સાસુએ વાળ્યાંરે મેણલાં, રસોઇ પવિત્ર હોય રન્યાદેવ.
જેઠે તે વળ્યાંરે મેણલાં, દેરાસર પવિત્ર હોય રન્યાદેવ
જેઠાણીએ વાળ્યાંરે મેણલાં વડતાતે પુત્રવંતી રન્યાદેવ.
દીએરે વાળ્યાંરે મેણલાં, પોત્યા ભુસટીઆના કોડ રન્યાદેવ
દેરાણીએ વાળ્યાંરે મેણલાં, પોત્યા ભત્રીજાના કોડ રન્યાદેવ
નણંદે વાળ્યાંરે મેણલાં, પોત્યા રાખલડીના કોડ રન્યાદેવ
સ્વામીએ વળ્યાંરે મેણલાં હવે થઇ પાતળી છોગ રન્યાદેવ
અધગજ જોઇશેરે કાપડું, સવાગજ કેડનો લાંક રન્યાદેવ
પાંગટે મેલો પછેરડા, સોડમાં રમે રૂડા પુત્ર રન્યાદેવ
લીંપ્યાંને ગુંપ્યાંરે ઓરડા, પગલાંતે ફીયાભાઇ પાડે રન્યાદેવ
સુખડી કરી કરી ઘર ભર્યા, રાડા તે કોણ કરેશ રન્યાદેવ
ચોપ્યા પખાવ્યારે સાવલા, મુખડાં તે ફલાણાના લોહે રન્યાદેવ
સરોવર પાણીડાં સંચર્યાં, છેડા તે ફીયાભાઇ ઝાલે રનાદેવ
ચલ્લીએ ચલ્લાને મોકલ્યો, એ ઘર માળો ઘાલો રન્યાદેવ
એ ઘેર છોરૂડા વસે' ચલ્લી ચણારો પામે રન્યાદેવ
જોસેણે જોસીને મોકલ્યા, એ ઘેર જોસ જોજે રન્યાદેવ
એ ઘેર છોરૂડાં વસે કણુવટ પવિત્ર હોય હન્યાદેવ
નાળીએર દીજેરે વીપ્રને, છોરૂડાંને કાજ રન્યાદેવ

## ગીત ૧૩ મું.

(આરતી)

ચંદન ભરી છે તળાવડી, મોતીડે બાંધી છે પાળરે
રન્યાદેવની આરતી.

ઇશ્વર ધુએરે ધોતીઆં, પાર્વતી પાનીડાં નીહારરે
રન્યાદેવની આરતી.
હળવે ધુઓરે સ્વામી ધોતીયાં, છાંટાશે દક્ષીણનાં ચીરરે
રન્યાદેવની આરતી



## ગીત ૧૪ મું

(આરતી)

માતા વાડીમાં રેલઝેલ મોગરો, માતા મુજને આપોરે કોદાળી
હું તો વાડીએ રોપવાને જાઉં, રન્યાદેવની આરતી.
માતા મુજને આપોરે બડૂલો, હું તો વાડીઓ સીંચવાને જાઉંરે.
રન્યા દેવની આરતી.
માતા મુજને આપોરે દાતરડી, હું તો વાડીએ નીંદવાને જાઉંરે
રન્યાદેવની આરતી.
માતા મુજને આપોરે ટોપલી, હું તો ફુલડાં વીણવાને જાઉંરે
માતા મુજને આપોરે દોરીઓ, હું તો ચોસેરા ગુંથીને લાવુંરે,
રન્યાદેવની આરતી.
મારાં રાંદેલ માને કાજ, રન્યાદેવની આરતી.



## ગીત ૧૫ મું.

આંબુડા જાંબુડા હેઠ રન્નાદે, વાંઝ પોકારે પ્રભુ એકલીરે.
આગેરી જાઉ તો રણુરે રન્નાદે, પાછી વળુ તો પ્રભુ એકલીરે.
સસરાને આંગણુ ઢોલ ન ઢમકયાં, મહીયર કંકોતરી ના મોકલીરે
સાસુ સોવાસણે ખોળા ન ભરીયા, માતા સોવાસણે ન વીસામ્યારે.

દીયર ભુસટીએ ભુસટ ન મારી, નણંદે ના બાંધી રત્ન રાખડીરે.
પાછલી પછીતે ઢોલીયા ન ઢાળ્યા, પછેડીના પડદા ન નાંખીયારે.
સુંઠ પીપર લઇ મારા દાદા ન આવ્યા, માડીએ સુવાવડને કેળવીરે.
માથાં બાંધી સુવાવડ ન સુતાં, સુંઠ ન ખાધી તીખી તમતમીરે.
લાંબી પરસાળે પારણાં ન બાંધ્યાં, હાલો કરી ન હીંદોળીયાંરે,
સાંગામાંચીએ બેસી બેટડો ન ધવરાવ્યો, થાને ન બીંજી જાદર કાંચળીરે
લીલુડાં પેહેરી પાટ ન બેઠાં, પીળુડાં પહેરી ન જળ ભર્યાંરે.
પાણીડાં જાતાં છેડલા ન સાહ્યા, ધુંજે ન ઘાલ્યાં ખારેક ટોપરાંરે.
લાંબી શેરડીએ સાદ ન પાડયા, વત્સરાજા કહી ના બોલાવીયારે.
આંબુડા જાંબુડા હેઠ રન્નાદે, લાછ પોકારે પ્રભુ સૌ મળીરે.
આગેરી જાઉં તો રણુરે રન્નાદે, પાછી વળું તો પ્રભુ સૌ મળીરે.
સસરાને આંગણુ ઢોલજ ઢમકયાં, મહીયર કંકોતરી મોકલીરે.
સાસુ સોવાસણે ખોળાજ ભરીયા, માતા સોવાસણે વીસામ્યારે.
દીયર ભુસટીએ ભુસટ મારી, નણંદે બાંધી રત્ન રાખડીરે,
ગાડુવા ભરી મહીયર વળાવ્યાં, વીરો માંમેરૂ લાવીયારે.
પાછલી પછીતે ઢોલીયા ઢાળ્યા, પછેડીના પડદા બાંધીયારે,
સુંઠ પીપર લઇ મારા દાદાજી આવ્યા, માડીએ સુવાવડ કેળવીરે.
માથાં બાંધી સુવાવડ સુતાં, સુંઠજ ખાધી તીખી તમતમીરે.
લાંબી પરસાળે પારણે બાંધ્યાં, હાલો કરીને હીંદોળીયાંરે.
સાંગામાંચીએ બેસી બેટડો ધવરાવ્યો, થાને તે બીંજી જાદર કાંચળીરે
લીલુડાં પહેરી પાટજ બેઠાં, પીળુડાં પહેરીને જળ ભર્યાંરે.
પાણીડાં જાતાં છેડલા સાહ્યા, ધુંજે ઘાલ્યાં તે ખારેક ટોપરાંરે.
લાંબી શેરડીએ સાદજ પાડયા, વત્સરાજા કહીને બોલાવીયારે.

## ગીત ૧૬ મું.

માતા સોળ કળાનો વિંઝણો,
માતા નવસે કળીનો હારરે;
મારી માતા સરીખો વિંઝણો.

માતા કીયા ભાઇ તમારી સેવા કરે,
માતા કીયાં વહુ લાગે છે પાયરે;
મારી માતા સરીખો વિંઝણો.

માતા સ્વામીનાં સુખ સોહામણાં,
માતા માગે છે પુત્રની જોડરે;
મારી માતા સરીખો વિંઝણો.



## ગીત ૧૭ મું.*

સમી સંધ્યાએ નિસર્યાં, દેવ કયાં જઈ વસશો.
વસશું તે આંબા આંબલી, વસીશું સરોવરની પાળ,
વસશું તે કીયા ભાઇને ઓરડે, જે ઘેર મીઠા બોલી નાર;
મીઠાં બોલે ન મન વસે, લળી લળી લાગે પાય.
પાયે લાગીને શું શું માગીયું, માગ્યાં ધણીનાં રાજ.
અખંડ હેવાતન ઘાટડી, માગ્યો પુત્ર પરિવાર.



* માતા વળાવતી વખતે ગાવાનું.

## ગીત ૧૮ મું.*

માતા રહો રહો રે તમને કીયા ભાઇ મનાવે,
માતા રહો રહો રે તમને કીયાં વહુ મનાવે;
માતા રહો રહો રે તમને કીયા ભાઇ પાય લાગે,
માતા રહો રહો રે તમને કીયાં વહુ પાય લાગે.



## ગીત ૧૯ મું.

એમ ન જાણશો માત પુજીને પાછાં વાળ્યાંરે,
પુરી તેની પુરી મારી આશ રહીને કે કરો રળીયામણાં;
કીયા ભાઈની પુરી આશ, કીયા વહુના પહોચ્યા મનોરડારે.



## ગીત ૨૦ મું.

ઘેનના સસરાજી ઘડાવો ઘેનને મોતી સરી,
આપણા ઘરમાં ઝાઝા સોનૈયા ઘરમાં ઝાઝા રૂપૈયા;
કાલે ઘડાવીશું ઘેનને મોતીસરી,
ઘેનના દાદાજી ઘડાવો ઘેનને મોતીસરી.
એમના ઘરમાં નથી સોનૈયા ઘરમાં નથી રૂપૈયા,
શાની ઘડાવે ઘેનને મોતીસરી.
એમને રહેવા નથી ઝુંપડું, સેહવા નથી સુપડું.
શાની ઘડાવે ઘેનને મોતીસરી,

* એમ આગળ ઘરનાં સ્ત્રી પુરૂષોના નામ દઈ ગાવું.

એમના ઘરમાં નથી ઘંટી દળવા નથી બંટી;
શાની ઘડાવે ઘેનને મોતીસરી.



## ગીત ૨૧ મું.

સરસ્વતિ સ્વામીને વિનવું, ગણુપત ચરણે હું નમું,
રતિ વહુને તે પૂછે રાણી રૂક્ષમણી, વહુઅર શારે વાનાંરે અણુમનાં;
મારી સાસુજી આગળ કહેતાંરે લાજું, મને ફેર ઉલટીરે આવે ઘણી.
એક માથાની શાશે નિદ્રારે ના આવે, મને ઉંઘ આળસ આવે ઘણાં,
વહુઅર કેરા વચન સુણી, આનંદ પામ્યાં રૂક્ષમણી;
ઉગ્યા સોળ કળારે લઇ ચંદ્ર પુનમ, મુખ કમળ જાણે પદ્મિની.
હઇડે હર્ષ કરીને વાતજ કરૂં, તમે સાંભળો સારંગપાણી,
આપણી રતિરે વહુને સીમંત આવ્યું, સ્વામી આપણે ઘેર સોહ્યલો;
એક સુનાં મંગાવો નવલા ઘાટ ઘડાવો, આપણી રતિ વહુને પહેરાવીએ,
પકવાન પડાવોને મંદિર ધોળાવો ગોરીને ગોખે તે રતન જડાવીએ.
મૃગનયનીને મહીયર જાણુ કરાવો, ઘનના બાપને લખોરે કંકોતરી.
એક કાકોરે લખજોને મામોરે લખજો, ઘણું કરી લખજો વીરો લોભીઓ.
એક કાકોરે આવ્યો ને મામોરે આવ્યો, એક ન આવ્યો વીરો લોભીઓ.
મારા લોભીઆ વીરા લોભ ન કરીએ, અવસરે આવીને ઉભા રહીએ.
મોડ મોડીયાં મારે ઘેર ઘણેરાં, વીરાના મોડની હાંસો ઘણી.
એક ઘાટ ઘરચોળાં મારે ઘણાં, વીરાના ઘાટોની હાંસો ઘણી.

ચાવળ મોતીના ચોક પૂર્યા, રતન માંડયાં બેસણાં.
ઋષિ નારદ આવીને મંદિર બેઠા, બળભદ્ર લખેરે કંકોતરી.
લખો ભીમ, યુધિષ્ઠર, નકુલ, સહદેવ,
અર્જુન સીતા દ્રૌપદી, લખો બાળપણાના મિત્ર સુદામા.
ભાભી આવ્યાં ભુદરજીને ભેટવા, લખો સંધા ને શારદા ચંદ્રને રોહિણી.
ગણપતિને ગોત્રજ ઘણા, જીરે સોળ સહસ્ર સુંદરી મળી.
ચાલી જસોદાને દરબાર, ધન નવરાવવા.
જીરે ખાંડની ખેળો ઉકાળીએ, જીરે ઉષ્ણોદક ઉનાંરે કર્યાં.
અણાવો ગંગાનાં નીર ધનને નવરાવવા, નવરાવેરે સોહાસણ, ચાર.
ધન નાહી ધોઇ ઉઠીયાં, ધનને ગોત્રજ રન્નાદે ત્રુઠીયાં.
ધન નાહી ધોઇ પહેરો સાડીરે; ત્રુઠયાં છે ગોત્રજ માડીરે.
ધન નાહી ધોઇ પહેરો ચોળીરે તમને ત્રુઠયાં છે અંબા ભોળીરે.
ધન નાહી ધોઇ પહેરો ચીરરે, તમને ત્રુઠયા છે હનુમંત વીરરે.
એક સુનીનો બેટો ને ગોખજ બેઠો, તું તો ઘડજ મોડાતી
ધનની રાખડી.

કાળું કાપડલુંરે અણાવો, હનુમાનની મળીરે અણાવો.
ચાર ચૌટાની રજરે અણાવો, રાખડલીને રત્ને જડાવો.
રાધાબાઇ પાસે રાખડી બંધાવો. બાંધે અર્જુન ઘેર નારી.
રાખડલી બંધામણ સાડીરે, તે તો આપે રતિ વહુની માડીરે.
રાખડી બંધામણ હીરારે, તે તો આપે રતિ વહુના વીરારે.
રાખડલી બંધામણ આંકારે, તે તો આપે રતિ વહુના કાકારે.
રાખડી બંધામણ બાપરે, તે તો આપે રતિ વહુના બાપરે.
રાખડી બંધામણ આંબારે, તે તો આપે રતિ વહુના મામારે.
મલપતી માલણ ઘેર આવે, સવાલાખનાં ચોસર લાવે.

ચોસર પહેરો રતિવહુ રાણી, તમારા સસરાજી સારંગપાણી.
ચોસર પહેરો રતિ વહુ ગોરી, દ્રવ્ય ખરચે તમારોરે ધોરી.
ચોસર પહેરો રતિ વહુ રંભા, તમારે તેજ ત્રિભુવન થંભ્યા.
ચોસર પહેરૂં તો રજે ભરાય, નવ પહેરૂં તો નણદી દુભાય.
માડી મોડ માલણડી લાવે, સાસુ લીલડા જવ પથરાવે.
નણદી સમા સમી ડગલાં ભરાવે, ડગે ડગે સુનઇયા મૂકાવે.
રતિ વહુ કાં કરમાણી. રતિ રૂપ અનોપમ સારરે.
તે તો આપે રતિ વહુના બાપરે.



# જનોઇ તથા મોસાળાનાં ગીત.



## જનોઇ દેતી વખતનાં ગીત.

### ગીત ૧ લું.

જનોઇ પ્હેરો મારા જસોદાના પુત્ર,
જનોઈ વણાવ્યું મેં તો બહુજ સુત્ર.
જનોઈ પ્હેરો મારા સુભદ્રાના વિરા, જનોઇમાં જડીયા છે હીરા;
જનોઇ પ્હેરો મારા બાળજ સ્નેહી, જનોઇ વિનાનો બ્રાહ્મણ નહિ;
જનોઇ પ્હેરો મારા બાળજ મિત્ર, જનોઇ પ્હેરી તું થા પવિત્ર;
જનોઇ પ્હોરો શ્રી જુગદીશ, જનોઈ લાવ્યા ઉમીયાને ઇશ;
જનોઇ પ્હેરો મ્હારા કીયા ભાઇના બાળા, આજે તાળીશું સોનેગે વાળ.



### ગીત ૨ જું.

પુલફગર કેરાં ઝાડવાંના ન આવડે મુજને નામ,
મારે આંગણુ બકુવો નિત્ય રમે રે;
સોનાના સ્થંભ હીરે જડયા રે, એ સ્થંભના ના આવડે મુજને નામ;
—મારે આંગણુ૦
સાંગા માંચીએ બેહાં પુન્ય કરે રે, પુન્યવંતાનું ના આવડે મુજને નામ;
—મારે આંગણુ૦
ઓરડામાં લક્ષ્મી વાસો વસે રે, એ લક્ષ્મીનાં ન આવડે મુજને નામ;
—મારે આંગણુ૦

સોનાને બેડે પાણી ભરે રે, એ પાણીઆરીનાં ન આવડે મુજને નામ;
—મારે આંગણુ૦
ખાંધે કોથળી ખસમસે રે, નાણાવટીનાં ન આવડે મુજને નામ;
—મારે આંગણુ૦
કાને લેખણ લેખાં લખે રે, લેખાવટીયાનાં ન આવડે મુજને નામ;
—મારે આંગણુ૦
હાથે પાટીને ખડીયો શોભતો રે, નિશાળીયાનાં ના આવડે મુજને નામ૦
—મારે આંગણુ૦
બાર હસ્તી બે પુતળી રે, એ પુતળીનાં ન આવડે મુજને નામ;
—મારે આંગણુ૦
વાંકી પાઘડી સોહીયે ભલી રે, વરણાગીયાનાં ન આવડે મુજને નામ;
—મારે આંગણુ૦



## ગીત ૩ જું.

સુરત શહેરની ગુજરી, સમી સાંજે ભરાય રે;
પાટણ ટોપી વાપરી, જુનાગઢનાં છે મોતી;
ટોપી ઉપર સોનાના સાથીયા, ઉપર લખીયા છે આંકા
પહેરો બ્રહ્મચારી લાડકા, લાવ્યા તમારા બાપા;
ઓઢી પ્હેરી બ્રહ્મચાર સાંચર્યા, માડી જોવાને જાય રે;
કાકીનાં દીલ આનંદ ભર્યા, હઇડે હરખ ન માય રે;
ફુલડાંની વાડી, લાવ્યા વનમાળી;
બ્રહ્મચારને સોહીએ, કાકાનાં મન મોહીએ.

## ગીત ૪ થું.

લીલી ટોપી રે બ્રહ્મચાર ભર્તભરી, મુકી છે માંડવા હેઠ,
બ્રહ્મચાર રાદો લઇ રહ્યા.
ઓઢી પ્હેરી બ્રહ્મચાર નિસર્યા, પુછે છે નગરીના લોક,
બ્રહ્મચાર ટોપી કયાં ભરી.
અમારા ને દાદાજી* વહેવારીયા, મુંબઇ શહેર વહાણુ પુરાવ્યાં
મુસાફરે મોકલી.



## ગીત ૫ મું.

જનોઇ પ્હેરોને નંદના નાનડીઆ, જનોઇ પ્હેરોને કુંવર કોડીલા;
જનોઈ સાવ સુનાએ રે ઘડીયું, જનોઇ હીરા માણેકે રે જડીયું;
જનોઈ મુક્તાફળે રે પરોવ્યું, જનોઇ માતા જસોદાએ જોયું;
જનોઇ મોસાળામાં રે આવે, જનોઇ મામીને મારા રે લાવે;
કડછીથી બીક્ષા પીરસે માડી, "બીક્ષાં દેહી" બોલે બ્રહ્મચારી;
બ્રહ્મચારી થયા ભગવાન, દંડ સોહીયે જમણી રે ખાંધ;
નાક સાહીને ધરીયુ રે ધ્યાન, આસનવાળી બેઠા ભગવાન;
જનોઇ પ્હેરોને શામળે રંગે, જનોઇ પ્હેરોને ડાબે રે ખાંધે;
સંધ્યા બ્રહ્માજી રે ભણાવે, રૂષી સહસ્ર અઠયાશી રે આવે;
સંધ્યા ત્રણ કાળની સાધી, એક લટ શીખાની રે બાંધી;
સંધ્યા બાંધીને લીધી રે તાળી, હસવા લાગી રે વ્રજની નારી;
આતો કૌતક સરખું રે લાગે, કનો કાણુ કોનું રે માગે;
જનોઇ જોવા જસોદાજી રે તેડે, ઉભાં દેવકી આંગણુ હેઠે;

* તે પ્રમાણે આગળ બાપ, કાકા, મામા વિગેરેનાં નામ દઈ ગાવું.

વાગે પંચ શબ્દ ને ઢોલે, ત્યાં તો માનુની મંગળ બોલે;
વાગે નોબતને રે નિશાન, ઘોડે ચઢીયા શ્રી ભગવાન.



## ગીત ૬ ઠું.

લીલુ હીર પીળુ હીર રાતુ હીરને
બાળા બ્રહ્મચાર હીરની પામરી રે
ઓઢો પ્હેરો બાળા બ્રહ્મચાર હીરની પામરી
તમને કાશીએથી વિશ્વનાથે મોકલી.



## ગીત ૭ મું.

સરોવર પાળે રે પારસ પીપળો, પીપળો ઘોર ને ગંભીર રે;
આજનો દહાડો અતિ રળીયામણો.
હું એ તમને પુછું રે, બાળા બ્રહ્મચારી, રૂડા દાદાજી મનાવે રે;
આજનો દહાડો રે અતિ રળીયામણો રે.
દાદા મનાવીને ખોળે બેસાડે, ખોળે બેસાડીને જનોઇ પ્હેરાવે રે;
આજનો દહાડો રે અતિ રળીયામણો રે.



## ગીત ૮ મું.

ગંગા જમના વચ્ચે ખેતર ખેડયાં છે ક્ષેત્ર,
રામે ખેડયાંને લક્ષમણે વાવીયાં,
સતી રે સીતાએ પાણીડાં પાયાં,
એ ક્ષેત્રમાં ઉગ્યો છે કપાસ,

તેરે કપાસ લણુનારે લણીયો,
તેરે કપાસને ફોલનારે ફોલીયો,
તે રે કપાસને પીંજનારે પીંજ્યો,
તેરે કપાસની પુણીયો રે કરી,
તેરે કપાસ કુંવારીએ કાંત્યો,
કુંવારી તું કાંત ઝીણેરા સુત્ર,
જનોઇ પ્હેરે માતા દેવકીજીના પુત્ર,
કુંવારી તું કાંત ઝીણેરા હીર,
જનોઈ પ્હેરે બેની સુભદ્રાના વીર,
કુંવારી તું કાંત્ય કાચેરાં સુત્ર,
જનોઇ પ્હેરે વસુદેવના પુત્ર,
આપો જનોઇ ગોર નક્કી કરો વાર,
જનોઈ વીના સંધ્યા કેમ કરે બાળ,
આપો જનોઇ ગોર ન કરો રે આડો,
જનોઇ વીના ભીક્ષા કેમ લેશે બાળો,
આપો જનોઇ ગોર ન કરો રે અન્યાય,
જનોઇ વિના બાળો કેમ વરે કન્યા.



## ગીત ૯ મું.

### (જનોઇનો ગજરો)

માળી ગુંથી લાવ અનુપમ હાર કંઠ સોવરાવે બ્રહ્મચાર,
માળી ગુંથી લાવ અનુપમહાર;
પ્હેરી બ્રહ્મચારનું મન રીઝે—માળી ગુંથી લાવ.

વચમાં ગુંથજે ગુલાબનું ફૂલ ચંપો લેવામાં ન કરીશ ભૂલ;
જે તું કહીશ તે કરીશ કબુલ–માળી.

ગુલદાબરી દીસે બહુ સારી, પીળાં ફૂલ તો હોય હજારી,
હારમાં તે શોભે બહુ ભારી—માળી.

જાસુદ મોગરો હાર સીંગો સાર, બોરસલીમાં સુગંધ અપાર,
તે તું લેજે આણી બહુ ભાવ–માળી.

કરેણાં તે દીસે નહિ સારાં, માહે બાંધજે તાર ઝાઝેરા.
તે જોઈ બ્રહ્મચાર રીઝે મારા–માળી.

ડમરા મરવાની સુગંધ અપાર, પડો પાંદડી કેવડા સાર,
મન માને તો લેજે ચાર–માળી.

વધુ ફૂલની ગુંથજે વાડી, પહેરે બાળા બ્રહ્મચારની લાડી.
જોઈ મોહ પામે તેની માડી–માળી.

મારો બ્રહ્મચાર નહિ પહેરે ખુંપ, તેનું છે બહુ રૂડું રૂપ,
મોહ પામે વિશ્વનાથના ભૂપ–માળી.

બ્રહ્મચારીને પ્હેરેલો જોઇ, મોહ પામે તેની ફોઇ,
એવો હાર લેશે સર્વ કોઇ–માળી.

અંબા બહુચરને હાર સોહીએ.
શિવ પાર્વતીને મન મોહીએ;
એવો હાર ગાજો સર્વ કોઇએ–માળી.

## મોસાળાનાં ગીત.

### ગીત ૧૦ મું.

હસ્તીનાપુરથી પત્રજ આવ્યું વાસુદેવે તે પોતે વંચાવ્યું,
માતા દેવકી કહે મારે જાવું, મોહનજીએ મોકલ્યુંરે મોસાળું—
જીવણજીએ મોકલ્યુંરે મોસાળું.

બળભદ્ર બાંધવનીરે જોડ તમે તેડી ચાલો રણછોડ,
જેમ પ્હોંચે બેનીજીના કોડ–મોહનજીએ૦ જીવણજીએ.

તેડી ચાલો ઓદ્ધવ અક્રુર સાથે જાદવ સઘળાંરે સુર.
નથી હસ્તીનાપુર કાંઇ દુર–મોહનજીએ૦ જીવણજીએ.

ઉગ્રસેન એણીપેર બોલે નહિ ધર્મ તણે કોઇ તોલે,
જાવું સગાં સંબંધીને બોલે–મોહનજીએ૦ જીવણજીએ.

પાંચ પાંડવ દાસ તમારા, એતો વ્હાલાં સગાંરે હમારાં.
તમે જાવોને જુગના આધાર–મોહનજીએ૦ જીવણજીએ.

શ્રી કૃષ્ણ કહે મારે જાવું, જઇ સગાં સમોતાંરે થાવું,
પાંડવ ઘેર પગરણ આવ્યું–મોહનજીએ૦ જીવણજીએ.

રાય ચાલ્યાં તે યજ્ઞની રીતે પુરૂસોત્તમ ચાલ્યારે પ્રીતે.
હરી લઇ ચાલ્ય નવનીધે–મોહનજીએ૦ જીવણજીએ.

વિવિધ વસ્ત્ર લીધાં અતીસાર ચીર ચુંદડી મુક્તાફળ હાર,
બીજા સાથે લીધા શણગાર–મોહનજીએ૦ જીવણજીએ.

સોળ સહસ્ર એકસોને આઠ મળીયા ઠકરાણીનોરે ઠાઠ,
સુભદ્રાજી જુવે છે રે વાટ–મોહનજીએ૦ જીવણજીએ

સત્યભામા ને જાંબુવંતી રાણી રૂક્ષ્મણીને રેવંતી,
સાથે લક્ષ્માજીનેરે રતી-મોહનજીએ૦ જીવણજીએ.

સાથે સુભટ મળ્યા છે રે જોડ છપ્પન કોટી જાદવ ચડયા ઘો
વાગે ઢોલ દુદંભાની જોડે-મોહનજીએ૦ જીવણજીએ.

રથ રેંવત ઝાકઝમાળ ઘોરી કોટે છે ઘુઘરમાળ,
આવી પ્હોંચ્યા છે દીનદયાળ-મોહનજીએ૦ જીવણજીએ.

જીવણજી આવીયારે મોસાળે, સુંદીરવર આવીયારે મોસાળે,
આવી પહોંચ્યા છે અંતરજામી, ત્યાં તો ધર્મ રહ્યા શીશ નામી.
મળ્યાં મહેતા નરસીના સ્વામી-મોહનજીએ૦ જીવણજીએ



## ગીત ૧૧ મું.

હસ્તીનાપુરથી પત્રજ આવ્યું, વાસુદેવે તે પોતે વંચાવ્યું.
પાંડવ ઘેર પગરણ આવ્યું, મોહનજીએ મોકલ્યુરે મોસાળું.

વિપ્ર વધામણી લઇ આવ્યા કાગળીયા શ્રીકૃષ્ણજીએરે વંચાવ્યં
લઇ વાસુદેવ પાસેરે આવ્યાં-મોહનજીએ૦

એટલે બોલ્યાં તે દેવકી માત તમે સાભળો શ્રકૃષ્ણવાત;
મોંઘી બ્હેનીને અવસરે ભ્રાત-જીવણજીએ૦

હવે કૃષ્ણ કહે મારે જાવું જાદવ કુળમાં સરવેને કહાવું;
માતા દેવકી કહે તતક્ષણ જાવું-મોહનજીએ૦



## ગીત ૧૨ મું.

મોસાળથી મોકલ્યુંરે મોસાળું, રૂડું દીસે છે કેવું રૂપાળું,
મોસાળામાં માણેક મોતી, તેની જળહળ ઝગમગે જ્યોતી;
છાબ લઈ આવ્યાં મામી પનોતી–મોસાળથી

મેલી છાબમાં મણીઓની માળા, સોના રૂપાના ઘાટ રૂપાળા,
અરણાં ચોળીને દક્ષણિનાં ચીર, જોવા ઇચ્છે છે ઉમદા અમીર
વળી વખાણે બાવનવીર–મોસાળથી.

છાબમાં છે પાટણના પટોળાં. અમદાવાદી ઘણાં ઘરચોળાં;
જોવા જન મળ્યા ટોળે ટોળાં–મોસાળ
છાબમાં શોભે સુરતી સાડી ભભકાદાર ભાત મઝાની,
જેવી શોભે સોનાનીજ વાડી–મોસાળથી



## બડવો દોડાવતાં ગાવાનાં ગાત.

### ગીત ૧૩ મું.

લીલી ટોપીને બ્રહ્મચાર વાંકો અંબોડારે,
સુલતાનની વાડીમાં બ્રહ્મચાર ઉતરીયારે;
એરે બ્રહ્મચારીનાં દાણ ન લેશોરે,
દાણ ન લેશો દલાલી ના લેશોરે.
રૂડા બ્રહ્મચારીને કોણ મનાવેરે,
રૂડા બ્રહ્મચારીને દાદા*મનાવેરે;
દાદા મનાવી જનોઇ પ્હેરાવેરે.



### ગીત ૧૪ મું.

બડવા કાને કડી હાથે વીંટી, હીરે જડીરે,
બડવો જઈ બેઠો છે, દાદાજીને ખોળે ચઢીરે;
દાદા સોનાનાં જનોઇની હોંસ ઘણીરે,
દાદાએ લંકા ગઢ વહાણ પુરાવીયાંરે.
વહાણ તો જઇ છીપ્યાં છે લંકાગઢને બાંદરેરે,
ઉરે લંકાગઢને રાયે રાણે પુછીયુંરે,
મહેતા આવડા સુનાના શારે ખપ પડયારે.

---

* આગળ બાપા, કાકા, મામા, મા, કાકી, મામી વીગેરેનાં નામ લઈ ગાવું.

બડવો દોડાવતી વખતનાં ગીત.

અમારે ઘેર છે બાળા બ્રહ્મચાર લાડકારે,
એમને સોનાનાં જનોઇની હોંસ ઘણીરે.



## ગીત ૧૫ મું.

બડવો તે દંડજ વિસર્યો,
બડવો તે નાઠો જાયરે;
એનો મામો મનાવા જાયરે,
એની મામી તે હીંડે મલપતીરે.



## બડવો પાછાં વાળતાં ગાવાનાં ગીત.

### ગીત ૧૬ મું.

વળો વળો બડવા દેસાઇરે,
તમને તમારા મામાજી મનાવેરે;
મામા મનાવી મોસાળાં ચઢાવેરે,
વળો વળો બડવા દેસાઇરે.
તમને તમારા કાકાજી મનાવેરે,
કાકા મનાવી જનોઇ પહેરાવેરે;
વળો વળો બડવા દેસાઇરે,
તમોને તમારાં માતાજી મનાવેરે,
માતા મનાવી રૂડી ભીક્ષા આપેરે.



### ગીત ૧૭ મું.

લાવ્ય લાવનારા એ ભાર કપાસ, ખેડ ખેડનારા એ ભાર કપાસ,
નીંદ નીંદનારા એ ભાર કપાસ, ગોડ ગોડનારા એ ભાર કપાસ;
ટોવ્ય ટોવનારા એ ભાર કપાસ;
પાનીસમે ઘુંટણસમે સાથળસમે વીણ્યો, હૈયાસમે માથાસમે ગગનસમે વીણ્યો
સોનાને શણગલે લાધ્યો રે કપાસ, રૂપાને જીંડવે બાઝયો રે કપાસ;
વીણુ વીણનારા એ ભાર કપાસ, વાદ વાદનારા એ ભાર કપાસ

પીંજનારા એ ભાર કપાસ, પુંણીઓ વણુશે એ રાજાની રાણી;
કુંવારી એ ઝીણેરાં સુત્ર, જનોઇ પહેરશે કીયા ભાઇનો પુત્ર;
કુંવારી એ ઝીણેરાં હીર, જનોઇ પહેરશે કીયા ભાઇનો વીર;
કુંવારી એ ન કરીશ ઝગડો, જનોઈ વિના બડવો દીસે છે ધગડો;
કાંત કુંવારી એ ન કરીશ નિંદા, જનોઈ વિનારે બડવો કેમ બાંધેરે સંધ્યા
ગાંઠી ગુંઠીને મેલ્યાં રે નેવ, જનોઇ હરી ગયા તેત્રીસ ક્રોડ દેવ;
ગાંઠી ગુંઠીને મેલ્યાં રે ગાગર, જનોઈ હરી ગઈ નાત નાગર;
ગાંઠી ગુંઠીને મેલ્યા રે ઉશીકે, જનોઇ પહેરવાને બ્રહ્મચાર હીંડે;
ગાંઠી ગુંઠીને મેલ્યા એ ગાડે, જનોઇ પહેરવા બ્રહ્મચાર લાડે;
સભા માંહે બેઠા એ આચારજ સોહીયે, એરે જનોઇએ ત્રિભુવન મોહીયે
સભા માંહે રે બેઠા (બાપ) ભાઇ સોહીયે, એરે જનોઇએ ત્રીભુવન મોહીયે;
સતજુગે હુઆં એ સોનાનાં જનોઈ, દ્વાપરજુગે હુઆં એ રૂપાનાં જનોઈ
ત્રેતાજુગે હુઆં એ હીરના જનોઇ, કળીજુગે હુઆં એ સુતરનાં જનોઇ



છપાય છે　　　　છપાય છે

# રાસ રસીકા

કર્તા

જગુભાઇ મોહનલાલ રાવળ.

કીંમત દસ આના.

સારંગપુર કોકડીઆની પોળ,

અમદાવાદ.

